"વૈદ્યકલ્પતરૂ" માસિકની ૩૩ મા વર્ષની ભેટ



# મેલેરીયા તાવો

## તેનાં કારણો, અટકાવ અને દેશી તથા અંગ્રેજી ઉપાયો.

# Ague or Malarial Fevers

## Their Causes, Prevention and Cure.

---

કિમત બાર આના

"વૈદ્યકલ્પતરૂ" માસિકની ૩૩ મા વર્ષની ભેટ.

# મેલેરીયા તાવો

## તેનાં કારણો, અટકાવ અને દેશી તથા અંગ્રેજી ઉપાયો.

## Ague or Malarial Fevers

### Their Causes, Prevention and Cure.


લેખક,

**વૈદ્ય જટાશંકર જેશંકર દવે ધ્રાંગધ્રાવાળા.**

ક્ષયરોગ, મેલેરીયા, જીર્ણજ્વર, સંગ્રહણી, સ્પ્રુ, કોલાઇટીઝ અથવા પરદેશનું પાણી લાગવાના વ્યાધિઓ, પુરૂષત્વ સંરક્ષણ વિગેરે પુસ્તકોના કર્તા.

ઠે. ખેતવાડી મેઈનરોડ, સિંધીગલી, વહોરાનો માળો—મુંબાઈ નં. ૪



પ્રકાશક,

**વૈદ્ય રવિશંકર જટાશંકર ત્રિવેદી.**

તંત્રી "વૈદ્યકલ્પતરૂ" ૭૪ રીચીરોડ, અમદાવાદ.

સંવત ૧૯૮૪ સને ૧૯૨૮ પ્રથમ આવૃત્તિ નકલ ૧૫૦૦

અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલિ પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

કિંમત બાર આના.

# પ્રસ્તાવના.

એગ્યુ અથવા મેલેરીયા એ જો કે મુળમાં ઉષ્ણ પ્રદેશનો એક ખાસ વ્યાધિ છે પણ હાલમાં તે સમગ્ર દુનીયાનો એક બહુજ સાધારણ વ્યાધિ થઇ પડયો છે એટલે કે હાલમાં તે દુનીયાના દરેક ભાગમાં ઓછા વધતા પ્રમાણમાં જોવામાં આવે છે. સામાન્ય રીતે મનુષ્યોને જણાતા વ્યાધિઓમાં તાવ એ સૌથી મુખ્ય વ્યાધિ ગણાય છે અને તેમાં પણ આ પ્રકારનો એટલે કે એગ્યુ અથવા મેલેરીયા તાવ એ સૌથી મુખ્ય છે. આ તાવ દર વર્ષે દરેકે દરેક મોટા શહેરોમાં તેમજ નાનામાં નાનાં ગામડાઓમાં ઓછા વધતા પ્રમાણમાં જોવામાં આવે છે. એટલુંજ નહીં પણ કોઇ કોઇ વાર તો તે એટલા બધા જોસથી ફાટી નીકળે છે કે કોઈપણ મનુષ્ય આ તાવના સપાટામાંથી બચવા પામતું નથી અને કેટલીક વાર તો ઘરના બે ચાર મનુષ્યો તથા બાળબચ્ચાંઓ એકી સાથે આ તાવથી એવા તો પટકાઇ જાય છે કે કોઈ કોઇને પાણી પાવા અગર સારવાર કરવા બાકી રહેતુ નથી અને કોઈ કોઇ વાર ઘરના મનુષ્યો વારા ફરતી આ તાવથી એવા તો પીડાતા જોવામાં આવે છે કે ઘરના મનુષ્યો ત્રાહી ત્રાહી પોકારી જાય છે.

બીજું સાધારણ સ્વરૂપમાં આ તાવ જો કે ભયંકર દેખાતો નથી પણ જો તે સખત પ્રકારનો હોય, અગરતો લાંબો વખત ચાલુ રહેવા પામે તો ગંભીર નુકશાન થવાનો સંભવ છે. સાધારણ તાવથી જો કે મનુષ્યોને બહુ નુકશાન થતું જોવામાં આવતું નથી પણ જો આ તાવ લાંબો વખત ચાલુ રહેવા પામે અગર તો તેના વખતો વખત ઉથલાઓ મારી આવે તો શરીરની અંદરના અવયવો જેવા કે બરોળ, લીવર, આંતરડાં, મુત્રપીંડ તથા ફેફસાં વીગેરે એવા તો વિકૃતિ પામી આવે છે કે જેની અસરથી અસંખ્ય મનુષ્યો તેના પરિણામરૂપ થઇ આવતા વ્યાધિઓથી ગુજરી જાય છે અને લાખો

મનુષ્યો રોગના ઘર થઇ પડે છે. સામાન્ય રીતે ક્ષયરોગ જેવા મહાન વ્યાધિનું મુખ્ય કારણ કોઇ કોઇ વાર જીર્ણ મેલેરીયાજ હોય છે. ન્યુરેસ્થેનીયા જેવો મહાન વ્યાધિ પણ કેટલીક વાર મેલેરીયાની જીર્ણ વિકૃતિરૂપ હોય છે. દુષ્ટ પ્રકારનો પાંડુરોગ પણ ઘણે ભાગે મેલેરીયાનું પરિણામ હોય છે, અને દમ અગર શ્વાસ રોગ તેમજ મધુમેહ જેવા અસાધ્ય વ્યાધિઓ પણ કેટલીકવાર મેલેરીયાના પરિણામ રૂપ હોય છે અને તેજ પ્રમાણે અસાધ્ય પ્રકારનો વૃષણનો રોગ orchitis એ પણ કેટલીકવાર મેલેરીયાને લીધેજ હોય છે. તેમજ ફીડની અગર ગુરદાના કેટલાક રોગો પણ મેલેરીયાને આભારી હોય છે, એટલે ટુંકામાં કહેવાનું જે મેલેરીયા તાવ એ કેટલાક મહાન વ્યાધિઓનું કારણરૂપ થઇ પડવા સંભવ છે, અને તેથી તે વિષેનું જ્ઞાન દરેક મનુષ્યોને થોડું ઘણું પણ હોવાની જરૂર છે.

એકંદરે મેલેરીયા એ એક સામાન્ય વ્યાધિ છે એટલે કે રાજાથી રંક સુધી દરેક મનુષ્યોને એકસરખીરોતે લાગુપડી-આવવા સંભવ છે તેથી થોડો ઘણો પ્રતિકાર દરેક મનુષ્યોએ જાણ-વાની જરૂર છે. આ પુસ્તકમાં મેલેરીયા તાવના પ્રકારો, કારણો તથા તેની સામાન્ય ચિકિત્સા વગેરેનું જનસમાજને જાણવાજોગ વર્ણન વિગતવાર આપવામાં આવ્યું છે અને અમોને આશા છે કે જન-સમાજને આ પુસ્તક ઉપયોગી થઇ પડશે.

આ પુસ્તક માટે અનેક દેશી તેમજ અંગ્રેજી પુસ્તકોનો આધાર લીધો છે અને અમો તે સર્વેનો આભાર માનીએ છીએ.

તા. ૧૦-૨-૧૯૨૮ | વૈદ્ય જટાશંકર જેશંકર દવે ધ્રાંગધ્રાવાળા
ઠે. સીંદ્દી ગલી, ખેતવાડી મેઇનરોડ, વેરાનો માળો
મુંબઇ નં. ૪,



# અનુક્રમણિકા.

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|

# Ague or Malarial Fevers

## Its causes, prevention and Cure.

# મેલેરીયા તાવો

## તેનાં કારણો, અટકાવ અને ઉપાયો.

**સામાન્ય હકિકત**—ઍગ્યુ અથવા મેલેરીયા તાવથી દુનીયાનું કોઇ પણ મનુષ્ય ભાગ્યેજ અજાણ્યું હશે. એટલે કે દુનીયાના સર્વે ભાગમાં ઓછા વધતા પ્રમાણમાં તે જોવામાં આવે છે. મનુષ્યોને જણાતા વ્યાધિઓમાં તાવ એ સૌથી મુખ્ય છે અને તેમાં પણ આ પ્રકારનો એટલે કે એગ્યુ અથવા મેલેરીયા તાવ એ સૌથી મુખ્ય છે. સાધારણ સ્વરૂપમાં મેલેરીયા તાવ જો કે ભયંકર દેખાતો નથી પણ જો તે સખત પ્રકારનો હોય તેમજ તે લાંબો વખત ચાલુ રહેવા પામે તો બહુજ નુકશાન થવાનો સંભવ છે. સાધારણ પ્રકારના હલકા મેલેરીયા તાવથી જો કે શરૂઆતમાં મનુષ્યના શરીરને બહુ નુકશાન થતું જોવામાં આવતું નથી તો પણ વારંવાર અને લાંબા વખતના મેલેરીયા તાવના હુમલાથી મનુષ્યના શરીરની અંદરના ઉપયોગી અવયવો જેવા કે યકૃત, બરોલ, ફેફસાં, મુત્રાશય, હોજરી અને આંતરડાં વિગેરે એવા તો વિકૃતિ પામી આવે છે કે જેની સીધી અગર આડકતરી અસરથી બીજા અનેક વ્યાધિઓ ઉત્પન્ન થઇ અસંખ્ય મનુષ્યો દર વર્ષે ગુજરી જાય છે અને લાખો મનુષ્યો અનેક પ્રકારના નાના મોટા વ્યાધિઓના ભોગ થઇ પડે છે. ક્ષયરોગ જેવા મહાન વ્યાધિનું મુખ્ય કારણ કોઇ કોઈ વાર જીર્ણ મેલેરીયાજ હોય

છે. ન્યુરેસ્થેનીયા જેવો મહાન વાત રોગ પણ કેટલીકવાર મેલેરીયાની જીર્ણ વિકૃતિ રૂપ હોય છે. દુષ્ટ પ્રકારનો પાંડુરોગ, Pernicious anemia મોટા ભાગે મેલેરીયાનુંજ પરિણામ હોય છે, અને ડાયાબીટસ મેલીટસ એટલે મધુ મેહ જેવા અસાધ્ય રોગનું મુખ્ય કારણ કેટલીક વાર જીર્ણ મેલેરીયા હોય છે અને તેથીજ કીડની અગર ગુરદાના કેટલાક રોગો પણ મેલેરીયાને જ આભારી હોય છે, એટલે ટુંકામાં કહેવાનું જે મેલેરીયા તાવ કેટલાક મહાન વ્યાધિઓનું કારણ રૂપ થઇ પડવા સંભવ છે અને તેથી મેલેરીયા તાવને એક સાધારણ વ્યાધિ નહીં ગણતાં જો તે વિષમરૂપ ધારણ કરે તો તેના ચાંપતા ઉપાયો લેવા જોઇએ અને તેમાં પણ તે જીર્ણરૂપ ધારણ કરે તો પછી જરા પણ વિલંબ નહીં કરતાં તેને નાબુદ કરવાને ખાસ ઉપાયો યોજવા જોઇએ.

**Geographical distribution of Malaria-મેલેરીયા તાવના મુખ્ય સ્થળો**—મલેરીયા તાવ જો કે ઉષ્ણ પ્રદેશનો એક ખાસ વ્યાધિ છે તો પણ હાલમાં દુનીયાના સર્વે ભાગમાં તે ઓછા વધતા પ્રમાણમાં જોવામાં આવે છે, અને ખાસ કરીને જે પ્રદેશોમાં વર્ષાદ બહુ પ્રમાણમાં પડતો હોય, તેમજ જે પ્રદેશોમાં ઝાડપાન તથા વનસ્પતિ પુષ્કળ પ્રમાણમાં પાકતી હોય તેમજ જે પ્રદેશો નીચાણમાં હોઇ વર્ષાદ વિગેરેનાં પાણી ઠેકાણે ઠેકાણે ભરાઇ રહેતાં હોય તેમજ જે પ્રદેશો સાધારણ રીતે હંમેશાં શરદી અને ભેજયુક્ત હોય તેમજ જે પ્રદેશોમાં હવા તથા ઋતુનો એકદમ ફેરફાર થતો હોય તેવા પ્રદેશોમાં મેલેરીયાનું જોર વિશેષ હોય છે. તેમજ સમુદ્ર તથા ગંગા અને ઇરાવતી જેવી મોટી નદીઓનાં કંઠાળના પ્રદેશોમાં પણ મલેરીયાનું જોર વિશેષ હોય છે.

**Season for Malaria=મેલેરીયા તાવની ખાસ ઋતુઓ**—મેલેરીયા તાવ જો કે દરેક ઋતુમાં એટલે કે બારે માસ લાગુ પડી આવવા સંભવ છે તો પણ ખાસ કરીને વર્ષા અને શરદ

ઋતુમાં તેમજ તે પછીનાં બે ત્રણ મહીના સુધીમાં એટલે કે ભાદરવાથી માગશર મહીના સુધીમાં તે વધારે પ્રમાણમાં લાગુ પડી આવવા સંભવ છે. વર્ષા અને શરદ ઋતુઓ ખાસ કરીને રોગીષ્ટ ગણાય છે અને તેથી તે ઋતુઓ માટે વૈદકશાસ્ત્રમાં **रोगाणां शारदि माता** એવાં વાકયો કહેવામાં આવ્યાં છે. આ ઋતુઓમાં એક નહીં પણ અનેક કારણોથી મનુષ્યો મેલેરીયા તાવના સપાટામાં આવી જાય છે. બીજું આવા મેલેરીયા તાવો કે જેને દેશી વૈદકમાં વિષમજ્વર કહેવામાં આવે છે તે જવરો સામાન્ય રીતે પિત્ત પ્રકોપથી થવા પામે છે એમ દેશી વૈદકશાસ્ત્રનો મત છે, અને પિત્તનો પ્રકોપ પણ સાધારણ રીતે કુદરતી રીતે આ ઋતુઓમાં જ થાય છે, અને તે કારણથી પણ આ ઋતુઓમાં મેલેરીયા તાવનું વિશેષ પ્રમાણ જોવામાં આવે છે, એટલે કે સાધારણ રીતે આ ઋતુઓ રોગીષ્ટ ગણાય છે; અને તે પ્રમાણે આ ઋતુઓમાં ખાસ કરીને મેલેરીયા તાવ મનુષ્યોને વધારે પ્રમાણમાં લાગુ પડતો જોવામાં આવે છે. કોઇ કોઇ વાર મેલેરીયા તાવનું જોર સાધારણ હોઇ પથ્યમાં રહેનાર મનુષ્યો તાવથી મુકત રહેવા પામે છે, પણ કોઇ કોઇ વાર મેલેરીયાનું જોર એટલું બધું વધુ જોવામાં આવે છે કે કોઇ પણ ઘર મલેરીયા તાવના દરદી વગરનું જોવામાં આવતું નથી એટલું જ નહીં પણ કેટલીકવાર તો ઘરના બેચાર મનુષ્યો તથા બાળબચ્ચાંઓ એકી સાથે એવાં તો તાવથી પટકાઇ પડેલાં હોય છે કે કોઇ કોઇને પાણી પાવા અગર સારવાર કરવા બાકી રહેતું નથી અને કોઇ કોઇવાર વારાફરતી ઘરના મનુષ્યો તાવથી સપડાઇ જતાં જોવામાં આવે છે જેથી ઘરના વડીલો ત્રાહી ત્રાહી પોકારી જાય છે, એટલે ટુંકામાં કહેવાનું કે આ ઋતુઓમાં મેલેરીયાનું જોર વિશેષ હોય છે.

**Principal causes of malaria—મેલેરીયા તાવનાં મુખ્ય કારણો**—બધી જાતના તાવનાં જે સામાન્ય કારણો છે તે પણ મલેરીયા તાવનાં પણ કારણો છે એટલે કે **અતિશય**

પ્રમાણમાં શરદી, તથા ગરમી, સુર્યનો સખત તાપ, શરીરની નબળાઇ અયોગ્ય ખોરાક, મળાવરોધ, અજીર્ણ, ઉજાગરો તથા આહાર વિહાર અને રહેણી કરણીનો હિન, મિથ્યા અને અતિયોગ એ સર્વે બીજા બધી જાતના તાવના કારણોની પેઠે મેલેરીયા તાવનાં પણ કારણો છે. તે સિવાય પિત્ત પ્રકોપ પણ મેલેરીયા તાવનું એક મુખ્ય કારણ છે. દેશી વૈદકમાં મેલેરીયા તાવની વિષમજ્વરમાં ગણના કરવામાં આવી છે અને વિષમજ્વર ખાસ કરીને પિત્તના પ્રકોપને લીધેજ તેમજ પિત્ત પ્રકોપની ઋતુમાંજ એટલે વર્ષા અને શરદ ઋતુમાંજ વધારે જોવામાં આવે છે એટલે પિત્તપ્રકોપ પણ મેલેરીયા તાવનું એક મુખ્ય કારણ છે. તે સિવાય ચોમાસામાં નદી અને તળાવના પાલર અને અસ્વચ્છ પાણી પીવાથી **नद्यंबु पानं वर्षायाम्** તેમ જ શરદી અને ભેજ વીગેરેથી પણ મેલેરીયા તાવ લાગુ પડી આવે છે. તે સિવાય ચોમાસાનાં પાકેલાં તાજાં શાકભાજી વધારે પ્રમાણમાં વાપરવાથી પિત્તનો વધારો થવાથી પણ મેલેરીયા તાવ લાગુ પડી આવવાનો સંભવ છે.

**Exciting and principal direct cause of malaria-મેલેરીયા તાવનું ખાસ ઉત્પાદક અને સીધું કારણ**—ઉપર કહ્યા પ્રમાણે જો કે મલેરીયા તાવના મુખ્ય કારણો છે તો પણ હાલની નવી શોધ પ્રમાણે તે સર્વે કારણો ઉપરાંત મલેરીયા તાવનું મુખ્ય અને મોટામાં મોટું કારણ મેલેરીયા નામની ઝેરી હવા તથા તેમાં રહેતાં ઝેરી મચ્છરો કે જેના શરીરમાં મેલેરીયાના રોગજંતુઓ રહેલાં હોય છે તે મુખ્ય ઉત્પાદક કારણ છે એમ સર્વમાન્ય રીતે સિદ્ધ થયેલું છે એટલે કે ઉપર કહેલા દરેક જાતના તાવના સાધારણ કારણોમાં જ્યારે આ ખાસ કારણનો ઉમેરો થાય છે, ત્યારે એકદમ મેલેરીયા તાવ લાગુ પડી આવે છે અને તેથી મેલેરીયા નામની હવા, તેમાં રહેતા મચ્છરો તથા તેની અંદર રહેતાં રોગજંતુઓ વિષે થોડી ઘણી હકીકત જાણવાની જરૂર છે.

સામાન્ય રીતે ચોમાસામાં બહુ વર્ષાદ પડવાને લીધે સર્વત્ર શરદી અને ભેજ હોવાનો સંભવ છે, તેમજ ઠેકાણે ઠેકાણે ખાડા ખાબોચીયાંમાં તેમજ નાના નાના તળાવ અને તળાવડીયો વિગેરેમાં બંધેજ પાણી ભરાઇ રહેવાનો સંભવ છે. તે સિવાય જંગલો વિગેરેમાં તેમજ ઉપર કહેલ બંધેજ પાણીવાળા ખાડાખાબોચીયાં તથા તળાવડીયો વિગેરેમાં વનસ્પતિ કોહીને સડવા પામવાનો પણ સંભવ છે એટલે કે ચોમાસાં દરમીયાન તેમજ તે પછીના બે ત્રણ મહીનામાં ચારે તરફ શરદી અને ભેજ તેમજ વનસ્પતિનો ચાલુ સડો રહેવાનો સંભવ છે.

ઉપર પ્રમાણે આ ઋતુઓમાં શરદી અને ભેજ હજુ ચાલુજ હોય છે તેમજ વનસ્પતિનું કહોવાણુ થઇ સડો ચાલુજ હોય છે તેવામાં ઋતુનો ફેરફાર થઇ આવી આસો અને કારતક માસમાં સખ્ત તાપ પડવો શરૂ થાય છે અને તેના પરિણામે ઉપર કહેલ શરદી અને ભેજવાળી જગ્યાઓમાંથી તેમજ જંગલોમાંથી તેમજ બંધેજ પાણી ભરાઇ રહેલ ખાડાખાબોચીયાં વિગેરેમાં વનસ્પતિજન્ય કહોવાણમાંથી મેલેરીયા નામની ઝેરી હવા પેદા થવા પામી ચારે તરફ ફેલાવો પામે છે અને મેલેરીયા તાવોનું કારણ થઇ પડે છે.

હમણાં સુધી ઉપર કહેલી મેલેરીયા નામની હવા એજ માત્ર મલેરીયા તાવનું કારણ માનવામાં આવતું હતુ, પણ હમણાં હમણાંની નવી શોધ પ્રમાણે દરેક ચેપી રોગ પછી તે જ્વરયુક્ત હોય કે જ્વર વિનાનો હોય, પ્રાણઘાતક ઝેરી હોય કે સામાન્ય પ્રકારનો હોય તો પણ તે દરેક રોગ અમુક અમુક જાતના સુક્ષ્મ ઝેરી રોગ જંતુઓથીજ થવા પામે છે એમ સર્વમાન્ય સિદ્ધ થયું છે અને તે પ્રમાણે મેલેરીયા તાવ પણ એક જાતના રોગ જંતુઓથીજ થાય છે એમ અનુભવપૂર્વક સિદ્ધ કરવામાં આવ્યું છે.

આ પ્રમાણે ચેપી રોગોનું મૂળ કારણ જુદી જુદી જાતના રોગ જંતુઓ હોવાથી મેલેરીયા તાવના પણ રોગ જંતુઓ શોધી

કાઢવામાં આવ્યાં છે એટલુંજ નહીં પણ જુદી જુદી જાતના જે મેલેરીયા તાવો છે તે સર્વેનાં પણ ખાસ જુદા જુદા જંતુઓ છે એ પણ શોધી કાઢવામાં આવ્યું છે તેમજ તેનો ચેપ લાગવાનો પ્રકાર કે જે બીજા ચેપી રોગો કરતાં જુદીજ જાતનો છે તેનો પણ ખાસ નિર્ણય કરવામાં આવ્યો છે અને તે નીચે પ્રમાણે છેઃ–એટલે કે મેલેરીયાવાળી હવામાં મેલેરીયાના જંતુઓયુક્ત એનાફીલીસ નામનાં મચ્છરો વધારે પ્રમાણમાં હોય છે અને તે મચ્છરોના ડંખ મારફતે મચ્છરોના શરીરમાં રહેલા મેલેરીયાના રોગજંતુઓ મનુષ્યોનાં લોહીમાં દાખલ થવા પામે છે અને લોહીમાં દાખલ થયા પછી તેની કેટલીક વૃદ્ધિ અને વિકૃતિ થવા પામી જંતુઓના પ્રકાર પ્રમાણે જુદી જુદી જાતના મેલેરીયા તાવો લાગુ પડી આવે છે.

**મેલેરીયા તાવનો ચેપ લાગવાનો પ્રકાર**—બીજા બધા ચેપી રોગો જેવાકે ઇનફ્લ્યુએન્ઝા, ટાઇફોઈડજ્વર, કોલેરા, ન્યુમોનીયા તથા ક્ષયરોગ વિગેરેની પેઠે મેલેરીયાનો ચેપ સામાન્ય રીતે હવા, પાણી, ખોરાક તથા સ્પર્શથી, શ્વાસોશ્વાસ તથા મુખ માર્ગે તેમજ ખાલી સ્પર્શથી ત્વચા વાટે શરીરમાં દાખલ થતો નથી પણ તે એનાફીલીસ જાતના મચ્છરો કે જેના અંગમાં મેલેરીયાના જંતુઓ રહેલાં હોય છે તે મચ્છરોના ડંખ મારફતે મનુષ્યોના લોહીમાં દાખલ થવા પામી મેલેરીયા તાવ ઉત્પન્ન થાય છે એમ અનુભવપુર્વક સિદ્ધ થયું છે. આ પ્રમાણે હોવાથી તે વિષે થોડી ઘણી હકીકત જાણવી જોઇએ.

**મલેરીયાનાં મચ્છરો**—મચ્છરો જો કે અનેક જાતનાં થાય છે તો પણ તે પૈકી એનાફીલીસ પ્રકારના મચ્છરો કે જેના પણ કેટલાક પેટા પ્રકારો છે તે મચ્છરો મેલેરીયા તાવના રોગજંતુઓનું મુળ છે એટલે કે તે મચ્છરોના શરીરમાં મેલેરીયાના રોગજંતુઓ પુષ્કળ પ્રમાણમાં હોય છે અને તે મચ્છરો મેલેરીયા વાળી હવામાં તેમજ મેલેરીયા યુક્ત સ્થળોમાં લાખોની સંખ્યામાં હોય છે અને

મચ્છરોનો કુદરતી સ્વભાવ મનુષ્યોને તેમજ જાનવરોને કરડવાનો હોવાથી તેના ડંખ મારફતે મેલેરીયાના રોગજંતુઓ મનુષ્યોનાં લોહીમાં દાખલ થવા પામી મેલેરીયા તાવ ઉત્પન્ન કરે છે.

**મેલેરીયાના રોગજંતુઓ**—મેલેરીયા તાવ જંતુજન્ય છે એટલે અમુક જાતનાં રોગજંતુઓ લોહીમાં દાખલ થવાથી થાય છે એવી પ્રથમ શોધ પ્રસિદ્ધ ફ્રેન્ચ દાક્તર લેવેરેને Laveran ઇ. સ. ૧૮૮૦ માં કરી હતી અને તેને બીજા ફ્રેન્ચ, ઇટેલીયન, ઇંગ્લીશ, અને અમેરીકન દાક્તરોએ અનુમોદન આપ્યું હતું, ત્યાર બાદ લગભગ દશવર્ષ પછી પ્રસિદ્ધ દાક્તર ગોબગીએ બારીક અનુભવના પરિણામે શોધ કરી બતાવ્યું જે મેલેરીયા તાવના જે રોજીયો, એકાંતરીઓ તથા ચોથીયો વિગેરે જે જુદા જુદા પ્રકારો છે તેમજ રીમીટન્ટ વીગેરે જે દુષ્ટ પ્રકારો છે તે જુદી જુદી જાતના રોગ જંતુઓથી થાય છે. તેમજ કેટલાક પ્રકારના તાવો મીશ્ર જંતુઓથી થાય છે.

મેલેરીયાના રોગજંતુઓની કેટલીક વિકૃતિ અને વૃદ્ધિ પ્રથમ મચ્છરના શરીરમાં થાય છે અને ત્યાર બાદ તે ડંખ મારફતે મનુષ્યોના લોહીમાં ગયા બાદ બાકીની વિકૃતિ અને વૃદ્ધિ વિગેરે મનુષ્યોના લોહીમાં થાય છે.

મેલેરીયાના રોગજંતુઓની જાત પ્રમાણે કેટલાક જંતુઓની સંપૂર્ણવૃદ્ધિ થયા બાદ જ્યારે તેઓ લોહીમાં એકદમ ઝડપથી ફરવામાંડે છે ત્યારે જંતુની જાત પ્રમાણે રોજીયો, એકાંતરીયો તથા ચોથીયો વિગેરે તાવો ભરાઇ આવે છે. જંતુઓ જ્યારે વધારે સખ્ત પ્રકારનાં, ઝેરી અને મિશ્ર હોય છે ત્યારે મહા દુષ્ટ પ્રકારના રીમીટન્ટ વિગેરે મેલેરીયા તાવો લાગુ પડી આવે છે.

મેલેરીયા તાવની મચ્છરો તથા તેની વિકૃતિઓ વિષે વિદ્વાનોએ શોધખોળ પુર્વક નિશ્ચય કર્યો છે પણ તે વિષય બહુ લાંબો હોવાથી તેમજ જનસમાજને બહુ ઉપયોગી તેમજ પસંદ પડે તેવો નહીં

હોવાથી અમો અત્રે તેનું વીગતવાર વર્ણુન આપતા નથી, પણ ઉપર પ્રમાણે સંક્ષિપ્તમાંજ વર્ણુન આપી સંતોષ પામીએ છીએ.

**Forms and Varieties of Malarial fevers**

**મેલેરીયા તાવ અથવા વિષય જ્વરના પ્રકારો**—મેલેરીયા તાવના જો કે અનેક પ્રકારો અને પેટા પ્રકારો છે તો પણ અંગ્રેજી વિદ્વાનોએ તેના જાણવા જેવા નીચે પ્રમાણે મુખ્ય પ્રકારો કહેલા છેઃ—

૧. Intermittent fevers—ઇન્ટરમીટન્ટ ફીવર્સ એટલે ચડ ઉતર થતા તાવો.

૨. Remittent fevers—રીમીટન્ટ ફીવર્સ એટલે એકવાર તાવ આવી તે તદ્દન નહીં ઉતરતાં માત્ર થોડા ઘણા કમિ જાસ્તિ થયા કરી લાંબો વખત શરીરમાં ભર્યા રહેતા તાવો.

૩. Pernicious malaral fevers=પર્નીશીઅસ મેલેરીયલ ફીવર્સ એટલે મહાદુષ્ટ પ્રકારના શરીરમાં કાયમ ભર્યા રહેતા અને થોડાજ સમયમાં પ્રાણઘાતક નીવડતા તાવો.

૪. Larval, Latent or Masked Malaria fever= લાર્વલ અથવા લેટન્ટ મેલેરીયા તાવ એટલે ગુપ્ત પ્રકારનો મેલેરીયા તાવ

૫. Chronic Malaria=જીર્ણુ મેલેરીયા તાવ.

ઉપર પ્રમાણે વિદ્વાનોએ મેલેરીયા તાવના મુખ્ય પાંચ પ્રકારો કહેલા છે તે પૈકી પહેલો, બીજો અને પાંચમો એ ત્રણ મેલેરીયા તાવના પ્રકારો આપણા દેશમાં વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. પર્નિશીઅસ મેલેરીયા તાવો ખાસ કરીને આફ્રીકા વગેરે દેશોમાં વધારે જણાય છે, અને ગુપ્ત મેલેરીયા તાવ એ સામાન્ય .રીતે સખત મેલેરીયા યુક્ત પ્રદેશોમાં વધારે જોવામાં આવે છે.

**આર્યવૈદક શાસ્ત્ર પ્રમાણે મેલેરીયા અથવા વિષમજ્વરના પ્રકારો**—આર્યવૈદક એટલે દેશી વૈદક શાસ્ત્રમાં મેલેરીયા તાવના નીચે પ્રમાણે મુખ્ય પ્રકારો પાડેલા છે.

૧. સંતતજ્વર=Remittent fever

૨. સતત જ્વર. Double quotidian fever

૩. અન્યેદ્યુષ્ક જ્વર. Quotidian fever

૪. તૃતીયક જ્વર. Tertian fever

૫. ચાતુર્થીક જ્વર. quartan fever.

ઉપરના પાંચ પ્રકારના વિષમજ્વરો ઉપરાંત વિદ્વાનોએ વાત બલાસક, પ્રલેપક, શીત પૂર્વજ્વર, ઉષ્ણ પૂર્વજ્વર વિગેરે પ્રકારો પણ આર્યવૈદ્યોએ કહેલા છે, કે જે પૈકી કેટલાક તાવો પર્નીશીઅસ તાવોને મળતા આવતા હોય છે.

**Intermittent fevers–ચડ ઉતર થતા મેલેરીયા તાવો**—મેલેરીયા તાવોમાં ચડ ઉતર થતા તાવો સર્વેથી સાધારણ છે અને તેના વિદ્વાનોએ તાવ આવવાના ક્રમ પ્રમાણે મુખ્ય ત્રણ પ્રકારો કહ્યા છે. જેવા કે ૧ quotidian=ક્વોટીડીયન એટલે હમેશાં આવતો રોજીયો તાવ. ૨ બીજો Tertian ટર્શીયન એટલે એક દીવસ રહીને ત્રીજે દીવસે આવતો એકાંતરીયો તાવ અને ૩. ત્રીજો Quartan એટલે વચમાં બે દીવસ રહીને ચોથે દીવસે આવતો ચોથીયો તાવ. ઉપર પ્રમાણે ચડ ઉતર થતા તાવોના મુખ્ય પ્રકારો છે અને તે પૈકી રોજીયો તાવ હમેશાં એક વખત નિયમિત રીતેઅને નિયમિત વખતે આવી જાય છે, એકાંતરીયો તાવ ત્રીજે દીવસે નિયમિત રીતે અને નિયમિત વખતે આવે છે અને તેજ પ્રમાણે ચોથીયો તાવ પણ ચોથે દીવસે નિયમિત રીતે આવે છે.

ઉપર પ્રમાણે ઇન્ટરમીટન્ટ તાવના જો કે મુખ્ય ત્રણ પ્રકારો છે તોપણ તાવની સખ્તાઇ તથા વિષમતા પ્રમાણે વિદ્વાનોએ ઇન્ટરમીટન્ટ તાવની મુખ્ય બે જાતો કરી છે એટલે કે ૧ Benign Inter mittent fevers એટલે સાદા ઇન્ટરમીટન્ટ તાવો અને બીજા સખત એટલે વધારે પ્રમાણમાં વિષયુક્ત સખત પ્રકારના ઇન્ટરમીટન્ટ તાવો Malignant intermittent fevers.

ઉપર કહ્યા પ્રમાણે ઇન્ટરમીટન્ટ તાવની જે બે મુખ્ય જાતો કહી છે તેમાં ખાસ બીજો તફાવત નથી પણ તે પૈકીના મેલીગ્નન્ટ તાવો ખાસ પ્રકારના રોગ જંતુઓના યોગથી થતા હોવાને લીધે તેના લક્ષણો જરા વધારે સખ્ત જણાય છે. આ પ્રકારના તાવોનું વર્ણન વિદ્વાનો નીચે પ્રમાણે આપે છે:—

It is found that the fevers these parasites give rise to are apt to be very irregular in their course. The rigor stage is relatively less marked, the pyreodial stage is more prolonged and is often characterised by a tendency to adynamic conditions, vomiting, intestinal catarra, pains in the limbs, anorexia, severe headache, depression. After the apparent recovery from the fever there is a great proneness to relapse at more or less definite intervals of from eight to fourteen days. Such fevers are accompanied by repid destruction of corpuscles, and are usually followed by marked cachexia. At any time in their course pernicious symptoms of the gravest character may daclare themselves.

ભાવાર્થ—જો કે બીનાઇન તેમજ મેલીગ્નન્ટ પ્રકારના તાવોમાં બહુ ફેરફાર હોતો નથી પણ મેલીગ્નન્ટ પ્રકારના તાવમાંના જંતુઓમાં થોડોક ફેરફાર હોવાથી એટલે કે તે વધારે વિષમય હોવાથી તે તાવમાં જે લક્ષણો જણાય છે તે વધારે સખત સ્વરૂપમાં જણાય છે એટલે કે તાવ વધારે વખત રહે છે, તેમજ ઉલટી, માથાનો દુખાવો તથા પેટની બેચેની વીગેરે ઉપદ્રવો બહુ સખત સ્વરૂપમાં જણાય છે. તેમજ આ તાવ ફરી ફરીને વખતો વખત ઉથલા મારી આવે છે.

તેમજ આ તાવમાંથી જીર્ણ મેલેરીયા લાગુ પડવાની તેમજ તેમાંથી દુષ્ટ પ્રકારના મેલેરીયા તાવો લાગુ પાડવાની વધારે ધાસ્તિ રહે છે.

**વિદ્વાનોએ તાવના આપેલાં કેટલાંક નામો**—સાધારણ રીતે ઉપર કહેલો રોજીયો, એકાંતરીયો તથા ચોથીયો તાવ તાવના વારાના દીવસે એક વખત આવવો જોઇએ પણ કેટલીકવાર તે તાવો એકજ દીવસમાં તેજ પ્રમાણે બે વખત આવી જાય છે એટલે કે એકજ દીવસે બે વખત ટાઢ અને તાવ આવે છે અને તે પ્રમાણે તેવા બે વખત આવતા તાવોને અનુક્રમે ડબલ કવોટીડીયન, ડબલ-ટર્શન અને ડબલ કવોર્ટન તાવ કહેવામાં આવે છે. તે સિવાય એવા પણ કેસો જોવામાં આવે છે કે જેમાં બે દીવસ લગોલગ તાવ આવીને વચમાં એક દીવસ ઠીક રહે છે અને તે પ્રમાણે નિયમિત થયા કરે છે. આ સિવાય એવા પણ કેસો જોવામાં આવે છે કે જેમાં દર પાંચમે છઠ્ઠે, સાતમે દીવસે અને કેટલીકવાર ઠેઠ ત્રીસમે અગર ચાળીસમે દીવસે પણ નિયમિત તાવ આવી જાય છે.

આ સિવાય ઉપર કહેલો રોજીયો તથા એકાંતરીયો વીગેરે તાવો કેટલીક વાર તેના નિયમિત વારાના દીવસે જરા વહેલો આવી જાય છે. એટલે કે તાવ જે વખતે આવતો હોય તે કરતાં એક બે કલાક વહેલો આવી જાય છે. આવા તાવને જરા વહેલો આવતો તાવ Anticipate કહેવામાં આવે છે. તેજ પ્રમાણે કેટલાક તાવો દર વારાના દીવસે તેના નિયમિત વખત કરતાં એક બે કલાક મોડો આવવા માંડે છે. એટલે કે દરરોજ બાર વાગે આવતો હોય તે બદલાઇને બે અગર ત્રણ વાગે આવવા માંડે છે. અને તેવા તાવોને જરા મોડા આવતા તાવો Postpone કહેવામાં આવે છે.

ઉપર પ્રમાણે તાવના ક્રમ પ્રમાણે વિદ્વાનોએ નામો આપેલાં છે અને જો કે તે જાણવા બહુ જરૂરનાં નથી તો પણ સામાન્ય જાણ માટે તે અત્રે જણાવેલ છે.

ઉપર કહેલો રોજીયો, એકાંતરીયો તથા ચોથીઓ વીગેરે તાવો જો કે એકજ જાતના કારણોથી થવા પામે છે, તેમજ તેનાં લક્ષણો પણ એકજ સરખાં છે તે છતાં તેઓ જુદા જુદા વખતે આવે છે તે કોઈ પણ જાતના ખાસ કારણથી હોવું જોઈએ એમ સહજ સમજાય છે અને તેથી વિદ્વાનોએ તે વિષે ખાસ શોધ કરી નીચે પ્રમાણે નિશ્ચય કર્યો છેઃ-એટલે કે ઉપર કહેલા રોજીયો, એકાંતરીયો તથા ચોથીયો તાવ એકજ પ્રકારના જંતુઓથી પેદા થાય છે તોપણ તે જંતુઓની જાતમાં કેટલીક જુદી જુદી વિલક્ષણતા હોય છે તેમજ તેમની વૃદ્ધિ થવાના વખતમાં પણ કેટલોક ફેરફાર હોય છે એટલે કે રોજીયા તાવના જંતુયો ચોવીશ કલાકમાં, એકાંતરીયા તાવના જંતુઓ અડતાળીશ કલાકમાં અને ચોથીયા તાવના જંતુઓ બોહોતેર કલાકમાં વિકૃતિ પામી આવી વૃદ્ધિ થવા પામે છે અને જ્યારે તેઓની તે પ્રમાણે વૃદ્ધિ થઈ આવી એકદમ જોરથી લોહીમાં ફરવા માંડે છે ત્યારે તે જાતનો તાવ દરદીને લાગુ પડી આવે છે.

**રોજીયો, એકાંતરીયો તથા ચોથીયા તાવના સામાન્ય લક્ષણો તથા સામાન્ય ક્રમ**—ઇન્ટરમીટન્ટ એટલે ચડ ઉતર થતા રોજીયા, એકાંતરીયા તથા ચોથીયા તાવનાં લક્ષણો લગભગ સરખાંજ છે પણ માત્ર તે પૈકી રોજીયો તાવ હમેશાં આવે છે, એકાંતરીયો તાવ ત્રીજે દીવસે આવે છે અને ચોથીયો તાવ ચોથે દીવસે આવે છે અને તેથી તે દરેક તાવોનું જુદુ જુદુ વર્ણન અત્રે આપવાની જરૂર નથી પણ તે સર્વેના સામાન્ય લક્ષણો તથા તેનો સામાન્ય ક્રમ નીચે પ્રમાણે આપીયે છીએ તે ઉપરથી તે સર્વેની હકીકત જાણી લેવી.

ઉપરના ત્રણ જાતના તાવો પૈકી એકાંતરીયો તાવ સર્વેથી મુખ્ય અને સાધારણ છે અને મોટા ભાગે લોકોને આ જાતનો તાવ વધારે આવે છે. બીજું આ તાવ પૈકી રોજીયો તાવ કોઇક વખત જ જોવામાં આવે છે, તેજ પ્રમાણે ચોથીયો તાવ પણ ઘણો જુજ

હોય છે, પણ ચોથીયો તાવ વધારે લાંબો વખત ચાલે છે અને તેના માટે બહુ લાંબો વખત દવા લેવાની જરૂર પડે છે. કોઇ કોઇ વખત તો એક બે વરસ સુધી પણ ચોથીયો તાવ લંબાય છે અને તેથી જો લાંબો વખત દવા લેવાય તોજ આ જાતનો તાવ દુર થઇ શકે છે. બીજું ચોથીયો તાવ જો કે બહુ લાંબો વખત ચાલે છે તો પણ તેનાથી બીજી વિકૃતિ જલદીથી લાગુ પડતી નથી પણ જો એકાંતરીયો અગર રોજીયો તાવ તે પ્રમાણે લાંબો વખત ચાલે તો તેમાંથી એકદમ જીર્ણ મેલેરીયા તેમજ દુષ્ટ પ્રકારના ઝેરી મેલેરીયા તાવો લાગુ પડી આવવાની ધાસ્તિ રહે છે.

**Premonitory symptoms of malaria— મેલેરીયા અથવા વિષય જવરના પૂર્વ રૂપ**—જે મનુષ્યને મેલેરીયા તાવ આવવાનો હોય તેને થોડા વખત આગળથી પુર્વરૂપ તરીકે કેટલાંક લક્ષણો જણાય છે એટલે તાવ આવ્યા અગાઉ એકાદ દીવસ પહેલાં દરદીને નબળાઇ, સુસ્તી, બેચેની, અંગમાં ત્રોડ અગર કળતર તથા ગાત્રની શિથિલતા વિગેરે જણાય છે તેમજ દસ્તની કબજીયત જેવું પણ જણાય છે અને પોતાને તાવ આવશે એવો દરદીને ભાસ થાય છે.

**Symptoms--લક્ષણો**–ચડ ઉતર થતા મેલેરીયા તાવનાં લક્ષણો પરત્વે તેના મુખ્ય ત્રણ દરજ્જા Stages પાડેલા છે અને તેનાથી ભાગ્યે કોઇકજ મનુષ્ય અજાણ્યું હશે. પ્રથમ શરૂઆતમાં ટાઢ આવીને તાવ શરૂ થાય છે અને તેને cold stage એટલે ટાઢનો પહેલો દરજ્જો કહેવામાં આવે છે. થોડો ઘણો વખત ટાઢ રહ્યા બાદ દરદીના અંગમાં સખ્ત તાવ ભરાઇ આવે છે અને તાવના બીજા ઉપદ્રવો જેવા કે માથાનો દુઃખાવો. બેચેની, ઉલટી, દાહ, તૃષ્ણા તથા મગજનો ભ્રમ વિગેરે જણાઇ આવે છે અને તેને Hot stage એટલે ગરમીનો બીજો દરજ્જો ગણવામાં આવે છે. ત્યારબાદ ૪થી દસ કલાક અગર તેથી સ્હેજ વધારે ઘટારે વખત તાવ રહ્યા બાદ

દરદીને પસીનો વળવા માંડે છે અને તાવ કમી થવા માંડે છે અને થોડા વખતમાં એકદમ પસીનો વળી આવી તાવ ઉતરી જાય છે અને તેને પસીનાનો ત્રીજો દરજ્જો Sweating stage કહેવામાં આવે છે. આ પ્રમાણે ચડ ઉતર થતા તમામ જાતના તાવોમાં થાય છે. ફેર માત્ર એટલોજ કે રોજીયા તાવમાં હમેશાં આ પ્રમાણે થાય છે, એકાંતરીયામાં ત્રીજે દીવસે થાય છે અને ચોથીયા તાવમાં ચોથે દીવસે આ પ્રમાણે થાય છે અને વચગાળાના વખતમાં દરદીને તદન આરામ જેવું જણાય છે.

**General course of a typical case of intermittent fever–ઈન્ટરમીટન્ટ તાવનો સામાન્ય ક્રમ** તાવના ઉપર કરેલા પૂર્વરૂપનાં લક્ષણો એકાદ દીવસ અગર થોડાઘણા કલાક જણાયા બાદ દરદીને એકાએક તાઢ ચડી આવે છે એટલે કે આ જાતના તાવો ઘણું કરીને તાઢથીજ શરૂ થાય છે. ટાઢ કોઇને સાધારણ હોય છે ને કોઈને સખત ટાઢ હોય છે. ટાઢના લીધે દરદીનું આખું શરીર ધ્રુજે છે, દરદીના દાંત કકડતા હોય છે અને ગમે તેટલું દરદીને ઓઢાડવામાં આવે તો પણ ટાઢ કમિ થતી નથી. ટાઢની સ્થિતિમાં દરદીના હાથ પગ થંડા લાગે છે. ટાઢના લીધે દરદી બહુજ ત્રાસી ઉઠે છે અને તેના ગાત્રો ઢીલાં થઇ જાય છે.

ઉપર પ્રમાણે થોડો ઘણો વખત એટલે આશરે અર્ધાથી બે કલાક સુધી ટાઢ શરીરમાં રહ્યા બાદ દરદીના અંગમાં એકદમ તાવ ભરાઇ આવે છે. કોઇ કોઇને તાવ સાધારણ હોય છે પણ મોટા ભાગે તાવ સખત હોય છે અને તે કેટલીકવાર ૧૦૩ થી તે ૧૦૫ ડીગ્રી જેટલો થઈ જાય છે. તાવના વખતમાં દરદીના ચહેરા પર અને આંખમાં લાલાશ આવી જાય છે. ચામડીનો રંગ બદલાઇ જાય છે, નાડી જલ્દી ચાલે છે અને શ્વાસ પણ જરા જોરથી ચાલે છે અને દરદી હાંફતો જણાય છે. દરદીની જીભ પર સફેદ છારી બાઝી આવે છે, પીશાબ પણ બહુ કમિ અને રતાશ પડતા રંગનો ઉતરે છે અને દસ્તની કબજીયાત જણાય છે.

બીજું આ તાવ દરમીયાન દરદીને પાણીની તૃષા બહુ લાગે છે અને દરદી વખતો વખત ઠંડું પાણી માંગ્યા કરે છે. તે સિવાય આ તાવમાં દરદીને માથાનો દુખાવો સખત જણાય છે અને દરદીનું માથું ફાટ ફાટ થઇ આવે છે અને ગમે તેટલું દબાવવા છતાં તેમજ બહાર લગાડવાના યોગ્ય ઉપચારો કર્યા છતાં પણ શાંત પડતું નથી.

ઉલટી એ મલેરીયા તાવનું એક ખાસ ત્રાસદાયક ચિન્હ છે. કોઇ કોઇને ઉલટી સાધારણ હોય છે પણ કોઇ કોઇને તો ઉલટી એવી તો સખત હોય છે કે પેટમાં પાણી સરખું પણ ટકતું નથી અને દરદીના આંતરડાં અને આખું શરીર વલોવાઇ જાય છે.

ઉપર પ્રમાણેનાં ચિન્હો છથી દસ કલાક રહ્યા બાદ દરદીને પસીનો વળવા માંડે છે અને તાવ કમિ થતો આવે છે. પસીનો પ્રથમ ચહેરા અને ગરદન પર વળવા માંડે છે અને થોડા વખતમાં આખા શરીરે પસીનો વળી આવી તાવ ઉતરી જાય છે. પસીનો વળવાની સાથે માથાનો દુઃખાવો પણ કમી થાય છે. શરીરની ગરમી ઘટી (નોરમલ) થઇ જાય છે. નાડી તથા શ્વાસ નિયમિત થઇ જાય છે, ઉલટી અને તૃષા શાંત પડે છે અને તાવના બધા ચિન્હો શાંત પડી જઇ દરદી તાવથી મુકત થઇ જાય છે, અને ફરીથી જે જાતનો તાવ હોય તે પ્રમાણે મુદ્દતે પાછો નિયમિત આવી ઉભો રહે છે.

ઉપર કહ્યા પ્રમાણે મલેરીયા તાવના સામાન્ય લક્ષણો છે પણ તે બધાં લક્ષણો એકસરખી રીતે બધા દરદીને જણાવાંજ જોઇએ એવો કાંઇ નિયમ નથી એટલે કે કોઇને ટાઢ વધારે આવે છે અને વધારે વખત રહે છે, તેવીજ રીતે કોઇને તાવ વધારે સખત હોય છે તેમ વધારે વખત પણ રહે છે. તેથી ઉલટું કોઇને ટાઢ સાધારણ અગર જુજ જેવી જણાય છે અને તાવ ભરાઇ આવે છે. કેટલાકને પસીનો બહુ વળે છે જ્યારે કોઇ કોઇને સાધારણ પસીનો વળીને તાવ કમિ થઇ જાય છે. કેટલાકને પસીનો વળ્યાજ કરે છે જ્યારે કેટલાકને પસીનો વળ્યા સિવાય પણ તાવ કમિ થઇ જાય છે.

સાધારણ રીતે જેને ટાઢ સખત હોય તેને તાવ સાધારણ જણાય છે અને ટાઢ કમિ હોય તેને તાપ સખત જણાય છે. આ પ્રમાણેની અનિયમીતતા કોઈ કોઇ કેસોમાં જણાય છે.

બચ્ચાંની બાબતમાં આ તાવનાં ચિન્હો અનિયમિત હોય છે, બચ્ચાંને ઘણું કરીને ટાઢ કમિ હોય છે, તેમજ તાવ પણ શરીરમાં થોડો વખત રહે છે. બચ્ચાંને ટાઢની સ્થિતિમાં કોઇ કોઇવાર આંચકી જેવું જણાઇ આવે છે.

# Outlines of treatment of intermittent fevers.

## ચડઉતર થતા મેલેરીયા તાવોનો સામાન્ય ચિકિત્સા ક્રમ.

## Treatment during the fever Paroxym.

### શરીરમાં તાવ ભર્યો હોય ત્યારે લેવાના સામાન્ય ઉપાયો.

આ તાવની શરૂઆત ઘણું કરીને ટાઢથી શરૂ થાય છે એટલે કે દરદીને નિયમ તરીકે આવા તાવો ઓછા વધતા પ્રમાણમાં ટાઢથીજ શરૂ થાય છે. તાઢ એ તાવનું એક મુખ્ય ચિન્હ છે અને શરૂઆતમાં દરદીને ઘણોજ ત્રાસ આપે છે, પણ આવા તાવોની આવતી ટાઢ અટકાવવા માટે કોઇ અકસીર ઉપાય હજુ સુધી હાથ લાગ્યો નથી. એટલે કે એક વખત શરીરમાં ટાઢની ચમકારી શરૂ થયા બાદ પછી તે ટાઢ કોઇપણ ઉપાયોથી અટકતી નથી, માટે તેને માટે ફાંફાં નહીં મારતાં દરદીને ટાઢ આવતી જોવામાં આવે કે તરતજ દરદીને પથારીમાં સુવારી દઇ તેને પુષ્કળ ગરમ કપડાં ઓઢાડવાં, ગરમ ચા પાવો, તથા હાથ પગને ગરમ પાણીની બાટલીનો શેક વિગેરે ઉષ્ણુ

ઉપચારો કરવા અગર તો દરદીની પથારી પાસે સગડીનો તાપ કરવો અને ગમે તે રીતે ટાઢ કમિ થાય તેવા ઉપાયો કામે લગાડવા.

થોડો ઘણો વખત ટાઢ રહી પછી તરત દરદીના અંગમાં તાવ ભરાઇ આવે છે. ગરમ તાવ ચડી આવે ત્યારે શરીરપર જે ગરમ કપડાં વધારે પ્રમાણુમાં હોય તે થોડાં કમિ કરી નાંખવાં અને દરદીને ગરમી અને બેચેની હોય તેમાં રાહાત મળે તેમ કરવું, તે સાથે એટલું પણ યાદ રાખવું કે બધાં કપડાં કાઢી નાંખવાં નહીં, કારણ કે લુગડાંથી ગરમાવો રહી બાફ થઇ પરસેવો જલદી આવે છે અને તાવ ઉતારવામાં મદદ કરે છે, તેમજ કુદરતી પસીનો વળતો હોય તે વખતે લુગડાંની ગેરહાજરીથી દરદીને ઠંડો પવન લાગી આવી નુકશાન કરે છે, માટે બહુ ભારે અને વધારે પડતાંજ કપડાં માત્ર કાઢી નાંખવાં.

આ તાવમાં દરદીને પાણીની તૃષા બહુ લાગે છે માટે તાવની વખતે તૃષા શાંત કરવા થોડો બરફ અગર બરફ નાખેલું પાણી થોડું થોડું આપવું, અગરતો ઉકાળેલું પાણી ઠંડું કરીને આપવું, ઉકાળીને ઠંડું કરેલું પાણી સર્વેથી શ્રેષ્ટ છે. તે સિવાય નીચે લખેલું ધાણા, દ્રાક્ષ તથા ખડસલીયાનું હીમ અગર શરબત ઠંડા પાણી સાથે મેળવીને આપવું.

તૃષા ઉપરાંત આ તાવમાં ઉલટીનું જોર વિશેષ હોય છે અને પિત્તની બહુ ઉલટી થાય છે. બહુ ઉલટી થતી હોય તો પ્રથમ તેને રોકવી નહીં પણ થવા દેવી એટલુંજ નહીં પણ ગરમ પાણી વિગેરે પાઇને ખુલાસાથી ઉલટી થાય તેમ કરવું. ખુલાસાથી ઉલટી થવાથી પિત્તનો ભાગ કમિ થઇ દરદીને સારૂં થશે અને અંદરની અકળામણ અગર મુંઝવણ થતી હશે તે બંધ થશે, પણ જો બહુ ઉલટી થતી હોય તો પછી બરફ, સોડાવોટર, લેમોનેડ તેમજ લીંબુ અગર દાડમનું શરબત થોડા પાણી સાથે મેળવીને આપવું. અગર તો કાળી દ્રાક્ષ ધાણા અને ખડસલીયો એ ત્રણે દવાઓ સમભાગે પાણી સાથે ઝીણા

વાટી અગર તો ઠંડા પાણીમાં થોડો વખત પલાળી રાખીને પછી ખૂબ મસળીને તે પાણી ગાળી નાખવું અને તેમાંથી થોડું થોડું ઘડીએ ઘડીએ આપ્યા કરવું. અગર તો તે ત્રણે દવાનું મંયુક્ત શરબત પાણીમાં નાંખી આપવું. તેનાથી ઉલટી કમી થશે, પાણીની તૃષા શાંત પડશે; તથા પેસાબ પણ સાફ ઉતરશે અને તે સાથે થોડો થોડો પસીનો આવવા લાગી તાવ પણ કમી થવા માંડશે. કેટલીકવાર બહુ ઉલટી થતી હોય ત્યારે પેટ પર હોજરીના ભાગમાં રાઇનું પ્લાસ્ટર મારવાથી પણ ઉલટી શાંત થઇ જાય છે.

બીજું મેલેરીયા તાવમાં દરદીને માથાંનો દુઃખાવો બહુજ જણાય છે અને તેથી માથાંનો દુખાવો કમિ થવા માટે તેમજ મગજ પર તાવની ગરમી ચડી નહીં જાય તેટલા માટે માથા પર ઠંડા ઉપચાર કરવાની જરૂર છે, અને તેટલા માટે માથાં ઉપર, કપાળે તથા લમણા ઉપર બરફની કોથળી અગર તો લુગડાના કકડામાં બરફ નાંખીને ફેરવ્યા કરવો અગર તો ઠંડા પાણીમાં બરફ નાંખી અગર તો માટલીનાંજ ઠંડા પાણીમાં કપડાંનો કકડો બોળી માથા પર મૂકવો અને તે ઉપર ઠંડું પાણી સીંચ્યા કરવું, અગર તો ગુલાબજળ અગર કોલન વૉટર વિગેરે ઠંડા પાણીમાં થોડા થોડા નાંખી તેનાં પોતાં માથે મૂકવાં, અગર તો ઠંડા પાણીમાં નવસાર, સુરોખાર અને નીમક વિગેરે થોડાં થોડાં નાંખી તેના પોતાં મૂકવાં.

તાવમાં માથા પર ઉપર પ્રમાણે ઠંડા ઉપચાર કરવાથી મગજપર તાવની ગરમી ચડતી નથી અને દરદી હુશીઆરીમાં રહે છે, અને તાવ પણ થોડો ઘણો કમિ થાય છે તેમજ માથાનો સખત દુખાવો હોય તે કમિ થાય છે. જો કે થોડો થોડો માથાનો દુઃખાવો તો તાવની અસર હોય ત્યાં સુધી રહે છે.

બીજું આવા તાવો થોડો ઘણો વખત શરીરમાં રહી પછી પસીનો વળી ઉતરી જાય છે. કુદરતી રીતે દવા આપો અગર ન આપો તો પણ પસીનો વળતો હોય ત્યારે પુરતી કાળજી રાખવાની

છે એટલે કે પસીનો વળતી વખતે શરદી અગર ઠંડો પવન શરીર પર ન લાગે તેનો ખ્યાલ રાખવાનો છે, અને નહીં તો નુકશાન થવા સંભવ છે. તેમજ પસીનો વળતો હોય તે વખતે એક કોરા કપડાંથી અગર ટુવાલથી શરીર કોરૂં કરતા રહેવું અને બહુ પસીનાથી અંદરનું કપડું ભીંજાઇ ગયું હોય તો તે બદલી નાખવું અને બીજું નવું પહેરી લેવું.

**Medical treatment of malarial fevers-મેલેરીયા તાવના ઔષધોપચાર**—મેલેરીયા તાવની દવાના મુખ્ય ત્રણ પ્રકાર છે. એટલે કે પહેલો પ્રકાર શરીરમાં તાવ હોય ત્યારે પરસેવો વળી તાવ ઉતરવાનો અગર કમિ કરવાનો પ્રકાર, બીજો તાવ ઉતરી ગયા પછી ફરીથી તાવ આવે નહીં તેમ તાવને અટકાવવાનો બીજો પ્રકાર અને ત્રીજો તાવ રોકયા પછી શરીરમાં શક્તિ આવે અને ફરીથી તાવ ઉથલો ન મારે તેવી દવાઓનો ઉપયોગ કરવો તે ત્રીજો પ્રકાર.

**Treatment during fever.-શરીરમાં તાવ ભર્યો હોય ત્યારે આપવાનાં ઉપયોગી ઔષધોઃ**—આ પ્રકારમાં દરદીનાં શરીરમાં તાવ ભર્યો હોય તેને આસ્તે આસ્તે પસીનો આવી તાવ અને તેના બીજા ઉપદ્રવો કમિ થાય તેમ કરવાનું હોય છે એટલે કે પસીનો લાવે તેવી તેમજ તૃષા, ઉલટી અને માથાનો દુખાવો કમિ થાય તેવી તેમજ પેસાબ અને દસ્તનો ખુલાસો રહે તેવી દવાનો યોગ કરવો જોઇએ, અને તેને માટે ઉપર કહેલા ધાણા દ્રાક્ષ અને ખડસલીયાનું હીમ અગર શરબત બહુજ ઉત્તમ છે. એકલો ખડસલીયોજ તાવ ઉતારવામાં તેમજ પિત્તનું શમન કરી ઉલટી, માથાનો દુઃખાવો તથા દાહ અને તૃષા વિગેરે શાંત કરે તેવાં છે તો પછી ધાણા અને દ્રાક્ષના યોગમાં તે આપવાથી તાવના તમામ ઉપદ્રવો શાંત કરે તેમાં નવાઇ જેવું નથી. એટલે તે તાવના તમામ ઉપદ્રવો થોડા ઘણા અવશ્ય શાંત કરે છે અને દરદીની બેચેનીમાં

રાહાત આપે છે અને એક ઉત્તમ ડાયાફોરેટીક મિક્ષચરનું કામ કરે છે.

ઉપર કહેલ ધાણા વિગેરેના હીમ સિવાય તાવ હોય ત્યારે દાક્તર લોકો તાવ ઉતરવા માટે ડાયાફોરેટીક મિક્ષચર વાપરે છે કે જે એક ઉત્તમ ઔષધ પ્રયોગ છે. ડાયાફોરેટીક મિક્ષચર બે ચાર જાતનાં થાય છે પણ તે સર્વેમાં આવતાં ઔષધો લગભગ સરખા ગુણવાળાં હોય છે. નીચેના ડાયાફોરેટીક મીક્ષચરો સાધારણ રીતે તાવની સ્થિતિમાં વાપરવા યોગ્ય છે:—

| Diaphoretic Mixture. | ઉપયોગી ડાયાફોરેટીક મિક્ષચરો |
|---|---|
| Liq ammonii acetas 1 oz. | લીકર એમોની એસીટસ ૧ ઔંસ |
| Spt Aether nitrosi 60 ms. | સ્પીરીટ ઈથર નાઇટ્રોસી ૬૦ ટીપાં |
| Aqua Camphor 4 oz. | એકવા કેમ્ફર ૪ ઔંસ |
| Dose—¼ part every three or four hours during fever. | સર્વે દવાઓ મીશ્ર કરી તેમાંથી ચોથો ભાગ તાવ હોય ત્યાં સુધી દર ત્રણ અગર ચાર કલાકે લેવો. |

| | |
|---|---|
| Liq ammonii acetas 1 oz. | લીકર એમોની એસીટસ ૧ ઔંસ |
| Spt aether nitrosi 40 ms. | સ્પીરીટ ઇથર નાઇટ્રોસી ૪૦ ટીપાં |
| Potash nitras 20 grs. | પોટાશ નાઇટ્રસ ૨૦ ગ્રેન |
| Aqua camphor 4 oz. | એકવા કેમ્ફર ૪ ઔંસ |
| Dose—¼ part every three or four hours during fever. | સર્વે દવાઓ મિશ્ર કરી ચોથો ભાગ તાવ હોય ત્યાં સુધી દર ત્રણ અગર ચાર કલાકે લેવી. |

| | |
|---|---|
| Liq ammonii acetas 1 oz. | લીકર એમોની એસીટસ ૧ ઔંસ |
| Spt aether nitrosi 60 ms. | સ્પીરીટ ઇથર નાઇટ્રોસી ૬૦ ટીપાં |
| Potash acetas 40 grs. | પોટેસ એસીટસ ૪૦ ગ્રેન |
| Syrup 4 drs. | સીરપ ૪ ડ્રામ |
| Aqua 4 oz. | એકવા ૪ ઔંસ |

| | |
|---|---|
| Dose ¼ part every three or four hours during fever. | સર્વે દવાઓ મિશ્ર કરી તેમાંથી ચોથો ભાગ તાવ હોય ત્યારે દર ત્રણ ચાર કલાકે લેવી. |
| Liq ammonii acetas 1 oz. | લીકર એમોની એસીટસ ૧ ઔંસ |
| Spt aether nitrosi 60 ms. | સ્પીરીટ ઇથર નાયટ્રોસી ૬૦ ટીપાં |
| Tin aconite 4 ms. | ટીંકચર એકોનાઈટ ચાર ટીપાં |
| Tin Chloroform co 20 ms. | ટીંકચર કલોરોફોર્મ કો ૨૦ ટીપાં |
| Aqua camphor 4 oz. | એકવા કેમ્ફર ૪ ઔંસ |
| Dose ¼ part every three or four hours during fever. | મિશ્ર કરી તેમાંથી ચોથો ભાગ દર ત્રણ અગર ચાર કલાકે તાવ હોય ત્યાં સુધી આપવો. |

ઉપરના ડાયાફોરેટીક મિક્ષચરો પૈકી એકાદ મિક્ષચર પસંદ કરી તાવની સ્થિતિમાં દરદીને દર ત્રણ અગર ચાર ચાર કલાકે એક એક ભાગ આપવો અને તાવ તદ્દન ઉતરી જાય એટલે બંધ કરવો.

ઉપરના ડાયાફોરેટીક મિક્ષચરો શીવાય અંગ્રેજી દવામાં એન્ટી-ફેબ્રીન, એન્ટીપાઇરીન, પીરેમીડોન અને ફીનાસીટીન તથા તેને મળતી અનેક દવાઓ તાવ ઉતરવા માટે વપરાય છે અને તે સખતમાં સખત તાવને તાબડતોબ ઉતારી નાખે છે. પણ તે દવાઓના ઉત્તમ જ્વરઘ્ન ગુણની સાથે એક મોટો દુર્ગુણ એ છે કે તેઓ સઘળી હૃદયને નબળું કરનારી દવાઓ છે અને તેથી હાલમાં વિદ્વાન દક્તરો તે ખાસ જરૂર સિવાય વાપરતા નથી એટલે તાવ બહુજ સખત હોય અને તાવને એકદમ ઉતારવાની ખાસ જરૂર હોય ત્યારેજ ઉપયોગમાં લે છે. બીજું સાધારણ પ્રકારના મેલેરીયા તાવો જેવા કે રોજીયો, એકાંતરીયો, અને ચોથીયો વિગેરે તાવો દવા આપો અગર ન આપો તોપણ ગમે તેવા સખત પ્રમાણમાં આવ્યા છતાં પણ અમુક વખત રહી પાછા પોતાની મેળે ઉતરી જાય છે એટલે તેવી સખત દવાઓની જરૂરીયાત રહેતી નથી અને તેથી તેવી દવાઓ ખાસ જરૂરીયાત

સિવાય વાપરવી નહીં, પણ માત્ર રીમીટન્ટ પ્રકારનો તાવ હોય અગર તો લાંબો વખત જારી રહેતો ઝેરી તાવ હોય ત્યારેજ વાપરવી અને ત્યારે પણ હૃદયની સ્થિતિનો ખ્યાલ રાખીને તેમજ હૃદયને મજબુત રાખે તેવી દવાના યોગથી વાપરવી.

**Treatment during i ntermissions**–એકવાર તાવ આવીને ઉતરી ગયા પછી ફરીથી તે તાવ આવતો અટકાવવા માટે વચગાળાના વખતમાં લેવાના ઉપાયો:–ઉપર પ્રમાણે ડાયફોરેટીક મિક્ષ્ચરો વિગેરે ઔષધોપચારથી અગર તો પોતાની મેળે તાવ ઉતરી ગયા પછી ફરીથી તે તાવ ચડી આવતો અટકાવવા માટે ખાસ ઔષધોપચારની જરૂર છે. શરીરમાં આવેલો સાધારણ મેલેરીયા તાવ દવા આપો અગર ન આપો તો પણ અમુક વખતે તે તાવ પોતાની મેળે ઉતરી જાય છે, પણ યોગ્ય ઔષધોપચાર વિના આવતો તાવ અટકતો નથી અને તેથી આવતો તાવ અટકાવવા માટે ખાસ ઔષધની જરૂર રહે છે.

તાવને અટકાવવા માટે દેશી વૈદકમાં તેમજ અંગ્રેજી વૈદકશાસ્ત્રમાં અનેક ઔષધો કહ્યાં છે અને તે બધાં ઔષધો ઓછી વધતી અસર કરી તાવને અટકાવે છે ખરાં પણ તે સર્વેની અસર જોઇએ તેવી ચોક્કસ નથી પણ તાવને અટકાવવા માટે અને તેમાં પણ મેલેરીયા તાવને અટકાવવા માટે સૌથી ઉત્તમ અને અસરકારક દવા કવીનાઇન અને તેની જુદી જુદી બનાવટોજ છે. કવીનાઇન અને તેની બનાવટો વિચારપૂર્વક આપવાથી ગમે તેવો મલેરીયા તાવ હશે તો પણ અટકી જાય છે એટલેકે કવીનાઇન એ મેલેરીયા તાવનો એક અકસીર અને રામબાણ ઉપાય છે. કવીનાઇન માટે વિદ્વાન ડાક્તરોના નિચે પ્રમાણે અભિપ્રાયો છે,

Quinine is our sheet-anchor; it is quinine and nothing but quinine can kill the plasmodium quicker. Dr. Chandra.

It may safely be asserted that any intermittent fever which resists quinine for 3 or 4 days is not malarial.

Probably we have no remedy in the pharmacopia so nearly deserving the term "Specific."

When you fail to cure by quinine a case of supposed malaria it is not drug that is at fault, it is the diagnosis.

The effect of quinine on the malarial parasite is perhaps the most remarkable example of the specifie action of a drug in the whole range of medicine and one which has stood the test of two and half centuries. Dr. Rogers.

The physician who at this day cannot treat malarial fever successfully with quinine should abandon the practice of medicine.

**Necessicity of opening the bowels.–મેલેરીયા તાવ જલદી અટકાવવા માટે તેમજ ક્વીનાઇનની જલદી અને સારી અસર થવા માટે દરદીના આંતરડાં સાફ રાખવાની ખાસ જરૂર છે**—મેલેરીયા તાવનો ક્વીનાઇન એ જો કે એક અકસીર ઉપાય છે પણ જ્યાં સુધી દરદીના આંતરડાં ખુલ્લાં હોતાં નથી અગર મળશોધન દવાઓથી ખુલ્લાં કરવામાં આવતાં નથી ત્યાં સુધી ક્વીનાઇનની તેમજ બીજી જવરઘ્ન દવાની જોઇએ તેવી અસર થતી નથી અને તાવ જલદી અટકતો નથી. આંતરડા સાફ કર્યા વિના ક્વીનાઇનના ગમે તેટલા ફાકડાઓ ભરાવો અગર ક્વીનાઇન મીક્ષચર આપો તોપણ તે જોઇએ તેવી અસર કરતું નથી કારણકે હોજરી અને આંતરડાં સાફ હોય તોજ ક્વીનાઇનનું શોષણ

થઈ શકે છે. કવીનાઈનનું શોષણ થાય તોજ તે લોહીમાં દાખલ થઇ શકે છે અને લોહીમાં કવીનાઇન દાખલ થઇ શકે તોજ તાવ અટકે છે, અને તેટલા માટે કવીનાઇન આપ્યા પહેલાં અગર તેની સાથે આંતરડા શુદ્ધ થવા માટે મળશોધન દવાની ખાસ જરૂર છે. આંતરડા સાફ કરીને કવીનાઇન આપવાથી કવીનાઈન જલદીથી લોહીમાં દાખલ થઇ શકે છે અને જંતુઓનો નાશ કરીને તાવને અટકાવે છે.

આ પ્રમાણે કવીનાઇન આપ્યા પહેલાં અગર તો તેની સાથે મળશોધન દવાની જરૂર છે અને તેમ છતાં જો આંતરડા બરોબર સાફ કર્યા વિના કવીનાઇન મોટા પ્રમાણમાં આપીને તાવ રોકવાનો પ્રયત્ન કરવામાં આવે તો, જો કે તેની જોઇએ તેવી અને જલદી અસર થતી નથી અને કદાચ અસર થઇ તાવ અટકે તો તે તાવ વખતો વખત ઉથલા મારી આવે છે એટલે ખાધા પીધાની સહેજ સાજ ભુલથી વખતો વખત દરદીને હેરાન કરે છે અગર તો થોડો વખત તાવ પરાણે દબાઇ જઇ જીર્ણ મેલેરીયાનું રૂપ ધારણ કરે છે. આ સિદ્ધાંતને માટે પ્રસિદ્ધ દાક્તર હેર નિચે પ્રમાણે કહે છે.

Though the quinine is the best specific remedy for malaria, but, on the other hand it must not be forgotten that the quinine cannot destroy the malarial parasite until it has entered the blood; that it cannot enter the blood until it is absorbed and that it is impossible for it to be absorbed if the gastroduodenal and hepatic circulation is so disturbed that catarrh of the stomach and bowels is present, making it impossible for the quinine to be taken up by the circulation; it is therefore essential in almost every case of in-

termittent fever, that the bowels shall be thoroughly opened. In other words, lay the foundation of your treatment by first "cleaning up and cleaning out" the intestinal tract.

ઉપરના વાક્યોનો ભાવાર્થ ઉપર અપાઇ ગયો છે, એટલે કે ક્વીનાઇની બરોબર અસર થવા માટે અને તાવ અટકાવવા માટે મળશુદ્ધિની ખાસ જરૂર છે.

વળી અનુભવીઓની માન્યતા એ છે કે જે મનુષ્યોનાં આંતરડાં મળથી ભરેલાં હોય એટલે કે જેઓને કબજીયાત સખ્ત પ્રમાણમાં હોય તેવા મનુષ્યોને જ મેલેરીયાની અસર જલદી લાગુ પડી આવી તેઓને સહેલથી તાવ આવી જાય છે, તેથી ઉલટું જેઓના આંતરડાં શુદ્ધ હોય તેઓને મેલેરીયાની અસર જલદી થતી નથી એટલે કે તેઓને ઘણું કરીને મેલેરીયા લાગુ પડી શકતો નથી. આને માટે એક વિદ્વાને કહ્યું છે કે

A large share of the malarial symptoms is due to faecal toxemia.

ઉપરની હકીકત પરથી આપણે સહેજ જાણી શકયા છીએ કે મેલેરીયા તાવ જલદીથી નાબુદ કરવા માટે પ્રથમ મળશુદ્ધિની જરૂર રહે છે અને તેના માટે નીચેના દેશી તેમજ અંગ્રેજી ઓષધ પ્રયોગો બહુ સારા છે:—

દેશી દવામાં જુલાબને માટે અશ્વચોળી, અને નારાચ રસ બહુ સારા છે અને તેનાથી સારી રીતે મળશુદ્ધિ થાય છે. માટે દરદીના શરીરની તાસીર પ્રમાણે તે વાપરવા. અશ્વચોળીની સાધારણ માત્રા બેથી ચાર ગોળીની છે. નારાચરસની માત્રા એકથી બે ગોળીની છે.

અંગ્રેજી દવામાં મેગ્નેશીયમ સલ્ફેઇટ તથા સોડીયમ સલફેઇટ એ જ્વરયુક્ત સ્થિતિમાં ઉત્તમ મળશોધન દવાઓ છે. તેનાથી સારી રીતે મળશુદ્ધિ થાય છે તેમજ જ્વરમાં ફાયદો થાય છે, માટે નીચે

પ્રમાણે વાપરવાઃ—દાકતરોની પદ્ધતિ પ્રથમ રાત્રીએ એકાદ ડોઝ કેલોમેલનો આપી ત્યાર બાદ સવારે ઉપર કહેલ મેગ્નેશીયમ તથા સોડીયમ સલફેઇટ મીક્ષચરના રૂપમાં નીચે પ્રમાણે આપે છે.

કેલોમેલ ૩ થી ૫ ગ્રેન, સોડાબાઇકાર્બ ૧૦ ગ્રેન એ બન્ને મેળવી રાત્રિએ સુતી વખતે લેવી અને સવારે મેગ્નેશીયમ અગર સોડીયમ સલેફેઇટ બેથી ચાર ડ્રામની માત્રામાં મીક્ષચરના રૂપમાં આપવું.

કેલોમેલ આપ્યા સિવાય પણ નીચેના મીક્ષચરો પૈકી એકાદ મીકસચર આપવાથી સારી રીતે મળશુદ્ધિ થાય છેઃ—

મેગ્નેશીયમ સલફેઇટ ૪ ડ્રામ, એકવા મેન્થા ૧ ઔંસ મેળવી આપવું. અથવા

સોડીયમ સલફેઇટ ૪ ડ્રામ, એકવામેન્થા ૧ ઔંસ મેળવી આપવું. અથવા

મેગ્નેશીયમ સલફેઇટ ૨ ડ્રામ, સોડીયમ સલફેઇટ ૨ ડ્રામ, એકવામેન્થા ૧ ઔંસ મેળવી આપવું.

ઉપરના મીક્ષચરો પેટમાં રહેતાં નહોય અગર દરદી લઇ શકતો ન હોય તો તેમાં નીચેનો વધારો કરી આપવું.

મેગ્નેશીયમ સલફેઇટ ૪ ડ્રામ, ટીંકચર જીંજર ૧૦ ટીપાં, ટીંકચર કલોરોફોર્મ ૧૦ ટીપાં, પાણી ૧ ઔંસ મેળવી આપવું અથવા સોડીયમ સલફેઇટ ૪ ડ્રામ, ટીંકચર જીંજર ૧૦ ટીપાં, ટીંકચર કલોરોફોર્મ ૧૦ ટીપાં, પાણી ૧ ઔંસ મેળવી આપવું.

ઉપરના મિકસચરોથી પેટમાં વધારે બોજો હોવાને લીધે બરોબર ઝાડાનો ખુલાસો ન થાય તો તેવુંજ મિકસચર બીજી વખત રાત્રીએ લેવું અગર બીજે દીવસે તેમજ ત્રીજે દીવસે જરૂર લાગે તો લેવું. ઉપરના મિકસચરનું પ્રમાણ સાધારણ કોઠાના મનુષ્ય માટે છે પણ જેનો કોઠો સખત હોય એટલે કે જેને સાધારણ જુલાબ લાગતો ન હોય તેણે પ્રથમથીજ ૬ ડ્રામ મેગ્નેશીયમ સલફેઇટ અગર સોડીયમ સલફેઇટનું અગર બંનેનું સંયુકત મિક્ષચર લેવું.

ઉપરની હકીકત પરથી આપણે સમજી ગયા છીએ કે મેલેરીયા તાવ અટકાવવા માટે મળશોધન દવાની ખાસ જરૂર છે; પણ તે છતાં લખવાનું કે કેટલાક મનુષ્યોના મગજમાં એવું ઠસી ગયું છે કે તાવ પછી તે ગમે તે જાતનો હોય તો પણ તેમાં રેચક દવા આપવાથી નુકશાન થાય છે. આ સિદ્ધાંત સાધારણ મનુષ્યોનાં મગજમાં ઠસી ગયો છે એટલુંજ નહીં પણ કેટલાક દેશી વૈદો પણ આવા તાવમાં રેચક દવા આપતાં બહુ વિચાર કરે છે, અને તેથી અમારે કહેવું જોઈએ કે માત્ર ટાઈફોઈડ તાવમાં રેચક દવા આપવાથી નુકશાન થવા સંભવ છે માટે તેવા શક પડતા તાવમાં રેચક દવા આપવી નહીં, પણ આવા મેલેરીયા તાવ તો રેચક દવા આપવાથીજ જલદી શાંત પડે છે માટે તેવે વખતે રેચક દવા આપવા ચુકવું નહીં.

---

# Principal salts of quinine generally used in Malaria.

## મલેરીયા તાવમાં વપરાતા કવીનાઇના મુખ્ય ક્ષારો અગર મુખ્ય બનાવટો.

**Quinine Sulphate**=કવીનાઈન સલફેટ—કવીનાઇનની બધી બનાવટોમાં કવીનાઇન સલફેટ એ સૌથી વધારે વાપરવામાં આવતી દવા છે. અને સાધારણ લોકો કવીનાઇન લેવાનું કરે અગર લેતા હોય તો તે ઘણું કરીને કવીનાઇન સલફેટ જ હોય છે. કવીનાઇન સલફેટ ચુર્ણ, ગોળી, ટીકડી તથા મીકસચરના રૂપમાં વપરાય છે અને લોકોને તેમ લેવું સહેલું અને સસ્તું પડે છે. કવીનાઇન સલફેટ પાણીમાં ગળતું નથી અને તેથી તે મિક્ષચરના રૂપમાં આપવું હોય ત્યારે ઘણું કરીને એસીડ સલફ્યુરીક ડીલ્યુટ

અગર ઍસીડ હાઇડ્રોક્લોરીક ડીલ્યુટની સાથે મેળવીને મિક્ષ્ચરના રૂપમાં લેવાય છે. એક ગ્રેન ક્વીનાઇન આશરે એક અગર દોઢ ટીપાં ડીલ્યુટ એસિડમાં ગળી જાય છે. તે સિવાય લીંબુના રસની સાથે તેમજ સાઇટ્રીક એસીડના યોગમાં પણ ક્વીનાઇન લઇ શકાય છે. ક્વીનાઇન લેવાનું પ્રમાણ=૧ થી ૧૦ ગ્રેન.

**Quinine bisulphate or quinine Sulphas acidus=ક્વીનાઇન બાઇ સલફેઇટ અથવા ક્વીનાઇન સલફસ એસીડસ**—ક્વીનાઇન બાઇસલફેઇટ પણ ક્વીનાઇન સલફેઇટની પેઠે મેલેરીયા તાવ માટે વપરાય છે. તે પાણીમાં ગળી જાય છે. ક્વીનાઇન સલફેઇટ કરતાં તે મોંઘું મળે છે. માટે વધારે વપરાતું નથી. પ્રમાણ=૨ થી ૧૨ ગ્રેન.

**Quinine Hydrochloride=ક્વીનાઇન હાઇડ્રોક્લોરાઇડ**—ક્વીનાઇન સલફેઇટથી બીજે નંબરે વધારે વપરાશમાં આવતી ક્વીનાઇનની બનાવટ ક્વીનાઇન હાઇડ્રોક્લોરાઇડ છે. તે પાણીમાં જલદીથી ગળી જાય છે તેમજ ક્વીનાઇન કરતાં પણ સારી અસર કરે છે, પણ ક્વીનાઇન કરતાં મોંઘી હોવાથી વધારે વપરાતી નથી. પ્રમાણ=૧ થી ૧૦ ગ્રેન.

**Quinine bihydrochloride or quinine hydrochloridum acidum=ક્વીનાઇન બાઇ હાઇડ્રોક્લોરાઇડ અથવા ક્વીનાઇન હાઇડ્રોક્લોરાઇડમ એસીડમ**—ક્વીનાઇન બાઇ હાઇડ્રોક્લોરાઇડના ગુણ ક્વીનાઇન સલફેઇટ તથા ક્વીનાઇન હાઇડ્રોક્લોરાઇડના જેવા જ છે પણ તે મોંઘી મળે છે. આ દવા પાણીમાં સારી પેઠે ગળી જાય છે અને તેનો ઉપયોગ હાઇપોડરમીક ઇનજેકશનમાં વધારે થાય છે. પ્રમાણ=૧ થી ૧૦ ગ્રેન.

**Quinine hydrobromide=ક્વીનાઇન હાઇડ્રોબ્રોમાઇડ**—જ્યારે ક્વીનાઇન લાંબો વખત ચાલુ રાખવાની જરૂર હોય તેમજ ક્વીનાઇન સલફેઇટ જેને બરોબર માફક આવતું ન હોય તેવા

કેસમાં ક્વીનાઇન હાઇડ્રોબ્રોમાઇડ વપરાય છે. તેનાથી કાનમાં બેહેરાશ તથા ક્વીનાઈનની જે બીજી ખરાબ અસર થાય છે તે બીલકુલ થતી નથી તેમજ તે હોજરીમાં પણ કોઇ પણ જાતની ગડબડ કરતું નથી. ઘણું કરીને તે હાઇપોડરમીક ઇનજેકશનમાં વધારે વપરાય છે. પ્રમાણ ૧ થી ૫ ગ્રેન.

**Quinine bihydrobro mide or quinine hydrobromide acidum**=ક્વીનાઇન બાઇહાઇડ્રોબ્રોમાઇડ અથવા ક્વીનાઈન હાઇડ્રોબ્રોમાઇડ એસીડમ—આ દવાનો ગુણ પણ ક્વીનાઇન હાઇડ્રોબ્રોમાઇડ જેવોજ છે. તે પાણીમાં ઠીક ગળી જાય છે અને તેથી તેનો પણ ઉપયોગ હાઇપોડરમીક ઇનજેકશનમાં વધારે થાય છે. પ્રમાણ=૧ થી ૫ ગ્રેન.

**કડવાશ વગરના અથવા ઓછા કડવા ક્વીનાઈનના ક્ષારો**

**Euquinine=યુક્વીનાઈન**—યુક્વીનાઇન એ કડવાશ વગરનું એક જાતનું ક્વીનાઇન છે અને તેથી બચ્ચાંઓને ,તેમજ ક્વીનાઇનના કંટાળા વાળાઓને તેમજ સુગીલા બૈરાંઓને આપવું ઠીક પડે છે. જો કે તેનો ગુણ ક્વીનાઇન કરતાં સેજ ઓછો છે તેમજ પ્રમાણમાં વધારે લેવું પડે છે, પણ બહુ કડવાશ નહીં હોવાને લીધે બચ્ચાંઓ વિગેરેને આપવું ઠીક પડે છે, પણ કીમતમાં મોંઘું હોવાથી વધારે વપરાતું નથી. પ્રમાણ=૫ થી ૧૦ ગ્રેન.

**Quinine tannate=ક્વીનાઈન ટેનેટ**—ક્વીનાઇન ટેનેટ પણ એક જાતની ઓછી કડવી ક્વીનાઈનની બનાવટ છે, તે પાણીમાં ગળતું નથી. ઓછી કડવાશના લીધે યુક્વીનાઈનની હેઠે વપરાય છે, પ્રમાણ=૧ થી ૧૦ ગ્રેન,

**Aristochin=એરીસ્ટોચીન**—એરીસ્ટોચીન પણ એક જાતનું મોંઘું ક્વીનાઇન છે અને તે પણ ક્વીનાઇન સલફેઇટની પેઠે તાવમાં વપરાય છે. પ્રમાણ=૧ થી ૧૦ ગ્રેન.

# Modes of administration of quinine.

## ક્વીનાઇન આપવાના મુખ્ય પ્રકારો.

**Orally-મુખમાર્ગે**—મુખમાર્ગે ક્વીનાઇન આપવાનો માર્ગ સર્વથી ઉત્તમ, પ્રાચિન અને સૌથી વધારે પ્રચલિત અને નિર્દોષ છે. અને તે નીચે પ્રમાણે અપાય છે.

**Quinine powder=ભુકીના રૂપમાં ક્વીનાઇન**—આપવું એ સૌથી સહેલું અને સોંઘું છે. ક્વીનાઇનની ભૂકી પાણી સાથે અગર દુધની સાથે લઇ શકાય છે અને તે પ્રમાણે ત્રણથી પાંચ પાંચ ગ્રેનની માત્રામાં તાવ આવ્યા પહેલાં બે ત્રણ વખત લેવાથી તાવ અટકી જાય છે. અને તાવ અટકયા પછી થોડા દીવસ બબે ગ્રેન ક્વીનાઇન દીવસમાં બે ત્રણ વખત લેવાથી તાવ ફરીથી ઉથલો મારી શકતો નથી તેમજ શરીરમાં મેલેરીયાની બીજી કોઇ પણ વિકૃતિ રહેવા પામતી નથી.

**Quinine Solution in mixture=મિકસચરના રૂપમાં ક્વીનાઇનનું પ્રવાહિ**—જો કે ઉપર પ્રમાણે ભૂકીના રૂપમાં ક્વીનાઇન લેવાથી ફાયદો થાય છે તો પણ મોટા ભાગે ક્વીનાઇન મિકસચરના રૂપમાં આપવું વધારે સારૂં છે કારણ કે તે પ્રવાહી રૂપમાં હોવાથી સારો અને જલદી ફાયદો કરે છે. ક્વીનાઇન સલફેટ પાણીમાં ગળતું નથી તેથી તેને ડીલ્યુટ સલફયુરીક એસીડ કે ડીલ્યુટ હાઇડ્રોકલોરીક એસીડ સાથે મેળવીને અપાય છે. એક ગ્રેન ક્વીનાઇન ગાળવા માટે એકથી બે ટીપાં એસીડનાં પુરતાં થઇ રહે છે અને તે પ્રમાણે મીકસચરો બનાવી સાધારણ રીતે આપવામાં આવે છે. નીચેનું મિક્ષચર તાવ આવ્યા પહેલાં દર ત્રણ અગર ચાર ચાર કલાકે દીવસમાં ત્રણ ચાર વખત લેવાથી ઘણું કરીને એક બે દીવસમાં તાવ જરૂર અટકી જાય છે.

ક્વીનાઈન સલફેટ ૧૦ ગ્રેન. ડીલ્યુટ સલફ્યુરીક એસીડ ૧૫ ટીપાં, પાણી ૩ ઔંસ મેળવી એક એક ઔંસ દર ત્રણ અગર ચાર ચાર કલાકે તાવ આવવાના વખત પહેલાં આપવું. અગર ક્વીનાઇનનો જેને પરિચય હોય તેને નીચે પ્રમાણે આપવું. ક્વીનાઇન ૧૫ ગ્રેન, ડીલ્યુટ સલફ્યુરીક એસીડ ૨૦ ટીપાં, પાણી ૩ ઔંસ મેળવી ઉપર પ્રમાણે તાવ આવ્યા પહેલાં દર ત્રણ અગર ચાર ચાર કલાકે આપવું.

જેને કવીનાઇન બરોબર માફક ન હોય તેમજ જેને ક્વીનાઈઇન લેવાથી કાનમાં બહેરાશ વીગેરે જલદી જણાઈ આવતાં હોય તેને ઉપરના મીક્ષચરમાં ડીલ્યુટ સલફ્યુરીક એસીડને બદલે ડીલ્યુટ હાઇડ્રોબ્રોમીક એસીડ નાંખીને આપવાથી પણ સારો ફાયદો થાય છે.

**Quinine in pill, tablet or tabloid form**— ગોળી, ટીકડી તથા ટેબ્લોઇડના આકારમાં પણ કવીનાઇન લેવામાં આવે છે પણ તે રીત પસંદ કરવા જેવી નથી અને તેમાં જો ટીકડી સ્યુગરકોટેડ અગર બીજી રીતે અસ્તર કરેલી હોય તો તે કામની નથી કારણકે ગોળી અગર ટીકડી કોઈ કોઇવાર પેટમાં ગળતી નથી અને કોઇ કોઇવાર એમનેએમ ઝાડા વાટે બહાર નીકળી આવે છે. વળી ભુકી અગર મિક્ષચરના કરતાં તે અસર પણ ઓછી કરે છે માટે બનતાં સુધી ગોળી વિગેરે વાપરવા જેવાં નથી અને કદાચ વાપરવાં હોય તો અસ્તર વીનાની બનાવેલી ગોળીયો વાપરવી. સાધારણ રીતે મુસાફરી દરમ્યાન ગોળીયો વિગેરે વાપરવા જેવાં છે.

**Quinine capsule or cachet=કવીનાઈન કૅપ્સ્યુલ અથવા કેશેટ**—કવીનાઇન લેવાની જેઓને સુગ હોય છે તેઓને આ રીતે કવીનાઇન આપવું ઠીક પડે છે. તે જો કે મીક્સચરની બરોબરી કરી શકે તેમ નથી તો પણ ગોળી તથા ટેબ્લોઇડ કરતાં સારૂં છે.

**Quinine pulverette=કવીનાઈન પલ્વરેટ**—આ રીતે કવીનાઇન આપવાની રીત હમણાંજ નીકળી છે, અને તે જો કે

ગોળીના રૂપમાં હોય છે પણ તેમાં કવીનાઇન દાબીને ભરેલું હોતું નથી પણ પોચું પોચું ભૂકીના રૂપમાંજ ભરેલું હોય છે અને તે ગોળી સાધારણ દાબવાથી ભાંગી જાય છે તેમજ પેટમાં ગયા પછી તે ગોળી તરતજ પીગળી જઈ કવીનાઈન તરતજ છુટું પડી જાય છે અને સારી અસર કરે છે. આ રીત હમણાં ઓપનહમીર સન્સ એન્ડ કંપની-એ બહાર પાડી છે.

**By the Rectum=પુંઠવાટે કવીનાઈન આપવાનો પ્રકાર**—કોઇપણ રીતે જ્યારે કવીનાઇન મોઢેથી આપી શકાય તેમ ન હોય એટલે કે દરદી જ્યારે બેશુદ્ધ અગર ઘેનમાં હોય તેમજ દર-દીના પેટમાં કવીનાઇન કોઇપણ રીતે ટકતું નહોય ત્યારે અગર તો હોજરીની બીજી કાંઇ વિકૃતિ હોય ત્યારે કેટલાક દાકતરો પુંઠેથી કવી-નાઇન આપવાની ભલામણ કરે છે. તે શીવાય બચ્ચાંઓને જ્યારે મેલેરીયા તાવમાં આંચકી જેવું જણાતું હોય ત્યારે કેટલાક દાકતરો પુંઠેથી કવીનાઇન આપવાની ભલામણ કરે છે, પુંઠેથી આપવું હોય ત્યારે કવીનાઈન બાઇહાઇડ્રોક્લોરાઇડ વાપરવું ઠીક છે. પુંઠેથી કવી-નાઇન આપવાનું હોય ત્યારે દાક્તરની સલાહ અગર દેખરેખ સિવાય આપવું નહીં. આ પ્રમાણે કેમ, કેટલું અને કેવું અને કેવી રીતે કવીનાઇન વાપરવું તે દાકતરની દેખરેખ નીચે કરવાનું હોવાથી તે વિષે વધારે વિવેચન કરવાની જરૂર નથી.

**Hypodermic injection of quinine=હાઇ-પોડરમીક પીચકારીવડે કવીનાઇન આપવાની રીત**-મોઢું તથા પુંઠમાર્ગ સિવાય હાલમાં હાઇપોડરમીક પીચકારી વડે કવીનાઇનનો બહુ ઉપયોગ કરવામાં આવે છે. કેટલાક દાક્તરો બીજી બધી કડાકુટમાં પડવા કરતાં આ રીતથી કવીનાઇનનો બહુ ઉપયોગ કરતા જોવામાં આવે છે, જો કે ત્વચા માટે પીચકારી આપવાથી કેટલીકવાર તાત્કા-લિક ફાયદો જણાય છે પણ એકંદરે આ રીત બહુ પસંદ કરવા જેવી નથી કારણકે તેમાં બહુ સાવચેતી રાખવાની જરૂર પડે છે અને તેમાં

જો જરા પણ અશુદ્ધતા થઇ જવા પામે તો એટલે પીચકારીની સોઇ તથા પાણી વીગેરેમાં જરા પણ દોષ રહી ગયો હોય તો કેટલીકવાર દરદીઓને ધનુર જેવું થઇ આવે છે, વળી આ રીતથી કેટલીકવાર ચામડીપર ક્ષત અગર ચાંદા પડી આવે છે અને બીજી કેટલીક ઉપાધિ આવી પડે છે, માટે ખાસ જરૂર હોય ત્યારેજ પીચકારી વડે કવીનાઇન આપવાનું રાખવું. ત્વચા વાટે પીચકારીથી કવીનાઇન આપવાની જરૂરીયાત વિષે વિદ્વાન દાક્તર પેટ્રીક મેનશન નીચે પ્રમાણે જણાવે છે:—

કોઇ કોઇ વખત એવા દરદીઓ જોવામાં આવે છે કે જેઓને રીમીટન્ટ પ્રકારનો અગર બીજો ઝેરી મેલેરીયા તાવ હોઇ ઉલટી બહુજ સખત થતી હોય છે અને પેટમાં કાંઇપણ પ્રવાહી ટકતું હોતું નથી તે સાથે તાવ બહુજ વિષમ પ્રકારનો હોઇ લાંબો વખત જારી રહ્યા કરતો હોય છે તેવે વખતે જો તેઓને કોઇ પણ ઉપાયે કવીનાઇન આપવામાં ન આવે તો તાવ ઘણોજ વિષમ અને ભયંકર થઇ પડવાનો ભય રહે છે અને તેથી તેવે પ્રસંગે પીચકારી વડે કવીનાઇન આપ્યા સિવાય બીજો કોઇ રસ્તો બાકી રહેતો નથી અને તેવે પ્રસંગેજ સમજુ દાક્તરો ત્વચા વાટે પીચકારી આપવાનું પસંદ કરે છે. આવી સ્થિતિ ઉપસ્થિત થતાં કવીનાઇન આપવાની ખાસ જરૂરીયાત રહે છે અને તેના માટે વિદ્વાન દાક્તર ચંદ્ર નીચે પ્રમાણે કહે છે.

In pernicious form, give quinine quickly without waiting for the remission. Death cramps on the patient trail and only the speediest aid will remove the trouble.

ભાવાર્થ—જ્યારે દુષ્ટ પ્રકારનો તાવ હોય ત્યારે બીજો કાંઇ પણ વીચાર કર્યા સિવાય કોઇ પણ રીતે કવીનાઇન આપવું જોઈએ અને તેવે વખતે આ પીચકારીનો ઉપયોગ ઠીક થઈ પડે છે પણ સાધા-

રણુ મનુષ્યને ક્વીનાઇન લેવાના કંટાળાના કારણે પીચકારી વડે ક્વીનાઇન આપવું એ બહુ સલામતી ભરેલું નથી.

ઇનજકેશન વડે ક્વીનાઇન આપવાનો રીવાજ હાલમાં જો કે બહુ વધી પડયો છે તો પણ કેટલાક દાકતરો તે પ્રકારને નાપસંદ કરે છે જેમકે—

Quinine and its salts are fundamentally unsuited for hypodermic use, this mode of quinine administration should therefore be abandoned.

Intramuscular injections are likely to remain unabsorbed and to cause considerable local troubles as quinine is generally absorbed readily by the mouth, there seems to be therefore, absolutely no argument in favour of the injection, and one really wonders why they are given. Sir Ronald Ross.

આ પ્રમાણે હોવાથી અમારૂં કહેવું એ છે કે ક્વીનાઇન કોઇ પણ રીતે મુખમાર્ગે લઇ શકાય તેમ ન હોય તોજ પછી આ રીતનો આશ્રય લેવો.

**હાઇપોડરમીક ઇનજેકશનના મુખ્ય ત્રણ પ્રકારો**—ક્વીનાઇનનાં જે હાઇપોડરમીક ઇનજેકશન મારવામાં આવે છે તેનાં મુખ્ય ત્રણ પ્રકારો છે. ૧. Subcutaneously, ૨. Intramuscular, અને ૩. Intravenously.

Subcutaneously—સલકયુટેનીઅસલી, એટલે માત્ર ઉપરની ત્વચામાંજ પીચકારી મારવી તે. આ રીતે ક્વીનાઇનની ઇનજેકેશન મારવાની રીત પસંદ કરવા જેવી નથી. આ પ્રમાણે ઇનજેકશન મારવાથી ત્વચાનો સ્થાનિક ક્ષોભ અગર પાક થઇ આવે છે અને બાજુ કેટલીક વિકૃતિ થઇ આવે છે. હાલમાં દાકતરો આ રીતે ઇનજકેશન આપતા નથી.

Intramuscular—ઇન્ટ્રામસક્યુલર એટલે સ્નાયુઓમાં ઇનજેક્શન મારવું તે. મોટા ભાગે ક્વીનાઇનની પીચકારી જે ઘણુ-ખરા દાક્તરો મારે છે તે આ રીતે મારે છે. આ રીતથી ક્વીનાઇન સ્નાયુમાં દાખલ થવાથી તેની અસર ઠીક થાય છે. આ રીતથી ઇનજેક્શન મારવામાં પણ પુરતી સફાઇ રાખવાની જરૂર છે. ઘણું-કરીને પીચકારીમાં ક્વીનાઈન હાઇડ્રોક્લોરાઇડ અગર બાઇહાઇડ્રોક્લો-રાઇડ વધારે વપરાય છે.

Intravenously—ઇન્ટ્રાવીનસલી એટલે નસમાં ઇનજેક્શન મારવું તે. ક્વીનાઇનનું ઇનજેક્શન મારવાની આ રીત ઘણી જોખમ-કારી છે માટે પૂર્ણ અનુભવી સિવાય બીજાના હાથથી આ પ્રકારની પીચકારી લેવી નહીં. આ રીત ઘણુંકરીને દરદી બેશુદ્ધ હોય અગર મેલેરીયાનું વિષ બહુજ સખ્ત હોય અગર ક્વીનાઇનની તાત્કાલીક અસરની જરૂર હોય ત્યારે જ તેનો ઉપયોગ કરવામાં આવે છે. એકં-દરે આ જાતનું ઇનજેક્શન જોખમકારી છે માટે જરૂર સિવાય તેનો ઉપયોગ કરવો નહીં.

**Ordinary dose of quinine Sulphate**—ક્વીનાઇન સલફેટ આપવાનું સામાન્ય પ્રમાણ—તાવમાં સાધારણ રીતે ક્વીનાઈન સલફેટ વધારે પ્રમાણમાં વપરાય છે એટલે કે તાવની જો કોઇ સીદ્ધ દવા હોય તો ક્વીનાઇન સલફેટ જ છે, વળી તે સસ્તું અને સામાન્ય જનસમાજ વાપરી શકે તેવું છે અને તેથી મેલેરીયા તાવમાં ખાસ કરીને તે બહુ વપરાય છે.

ક્વીનાઇન સલફેટ જો કે મેલેરીયા તાવનો એક અકસીર ઉપાય છે, તોપણ તેની સારી નરસી અસર થવાનો આધાર તેના પ્રમાણ ઉપર આધાર રાખે છે. કારણ કે કેટલાક દરદીઓ અને તેમાં પણ ખાસ કરી ગામડામાં રહેનાર મનુષ્યો કે જેને ક્વીનાઇન વીગેરે દવાઓનો વધારે પરિચય હોતો નથી તેને થોડા પ્રમાણમાં પણ ક્વીનાઇન અસર કરે છે, જ્યારે મોટા શહેરમાં રહેનારા મનુ-

ષ્યોને તેમજ ક્વીનાઇન વિગેરે દવાઓ વખતો વખત વાપરનારને સાધારણ પુરતા પ્રમાણમાં આપવાથી પણ જોઇએ તેવી અસર થતી નથી. આ પ્રમાણે હોવાથી ક્વીનાઈન આપતી વખતે દરદીની પ્રકૃતિનો તેમજ તેની શારીરિક સ્થિતિનો ખ્યાલ રાખીને તે આપવાની જરૂર છે.

ક્વીનાઇન સલફેઇટની સામાન્ય માત્રા ૧ થી ૧૦ ગ્રેનની છે, એટલે કે સાધારણ મનુષ્યોને આખા દીવસમાં દસ ગ્રેન ક્વીનાઇન વગર અડચણે આપી શકાય છે અને જો દરદીનો કોઠો મળશોધન દવાથી શુદ્ધ થયો હોય તો આશરે દસ બાર ગ્રેન ક્વીનાઇનથી તાવ અટકી પણ જાય છે. અને કદાચ પહેલે દીવસે તાવ અટકે નહીં તો બે ત્રણ દીવસ એ પ્રમાણે આપવાથી અગર તો તેનું પ્રમાણ સહેજ વધારીને એટલે કે આખા દીવસમાં પંદર ગ્રેન જેટલું પ્રમાણ કરીને પાંચ પાંચ ગ્રેનના ત્રણ ડોઝમાં આપવાથી જરૂર તાવ અટકી જાય છે.

આજ દીન સુધી દાક્તરો આ પ્રમાણે ક્વીનાઈનનો ઉપયોગ કરતા હતા અને તેથી કરીને ઘણાખરા દરદીઓનો તાવ રોકાતો હતો અને ક્વીનાઈન એક અમૃત તુલ્ય દવા ગણાઇ તેના સંબંધી કાંઇ પણ ફર્યાદ લોકોને કરવી પડતી નહોતી તેમજ ક્વીનાઇનના દુરૂપયોગ અગર અવગુણ વિષે કયાંઇ પણ સાંભળવામાં આવતું નહોતું, પણ હાલમાં દાક્તર લોકોના મનમાં એવોજ વીચાર પેસી ગયો છે કે મેલેરીયા તાવનો અકસીર ઉપાય ક્વીનાઇન છે અને ક્વીનાઇનથી ગમે તેવો મેલેરીયા તાવ અટકવો જ જોઇએ અને સાધારણ પ્રમાણથી તાવ અટકે નહીં તો તે બહુ મોટા પ્રમાણમાં પણ આપવામાં પણ અડચણ નથી એટલે કે મેલેરીયા તાવ અટકે નહીં તો તેઓ ક્વીનાઇનના પ્રમાણની અપુર્ણતાજ માને છે.

ઉપર પ્રમાણે ક્વીનાઇનની સાધારણ માત્રાથી તાવ અટકે નહી તો તે ક્વીનાઈનના પ્રમાણના લીધે છે એવી માન્યતાથી હાલમાં

કેટલાક દાકતર લોકો બહુ મોટા પ્રમાણમાં કવીનાઇન આપે છે એટલું જ નહીં પણ દરદીની પ્રકૃતિનો તેમજ શારીરિક સ્થિતિનો ખ્યાલ કર્યા વીના એકદમ તાવને રોકવાની ખાતર શરૂઆતથી જ મોટા પ્રમાણમાં કવીનાઇન આપે છે અને કોઇ કોઈ કેસમાં બહુજ ખરાબી કરી નાંખે છે. જો પેટ અને આંતરડાં સાફ હોય તો સાધારણ કવીનાઇનની માત્રાથી તાવ રોકાય છે અને વધારે કવીનાઇનની જરૂરીયાત રહેતી નથી, પણ આંતરડા અને પેટ સાફ કર્યા વિના બહુ મોટા પ્રમાણમાં કવીનાઇન આપવાથી કદાચ એક વખત તાવ તો અટકશે પણ તે તાવ શરીરની તેમજ લોહીની શુદ્ધિ થયા વિના અટકેલો હોવાથી વખતોવખત ઉથલા મારી આવશે અને શરીરમાં જીર્ણ વિકૃતિ રૂપ રહેવા પામશે. તે સાથે શરીરની બીજી કેટલીક ઇન્દ્રિયોમાં વિકૃતી રૂપ થઇ પડશે. મોટા પ્રમાણમાં કવીનાઇન આપવાથી ઘણાં મનુષ્યોના કાન બહેરા થઇ જાય છે, કેટલાકને શરીરમાં અત્યંત દરદ અને ગરમી જણાઇ આવે છે અને કોઇ કોઇ દરદીની દ્રષ્ટીમાં પણ ખામી આવી જાય છે તેમજ બીજી કેટલીક ઇન્દ્રિયોમાં વિષમતા આવી જાય છે, માટે એકદમ તાવને રોકવાની ખાતર બહુ મોટા પ્રમાણમાં કવીનાઇન આપવા ઉતાવળા થવું નહીં પણ યોગ્ય પ્રમાણમાં એટલે કે આખા દીવસમાં પંદર ગ્રેન જેટલું ત્રણ ડોઝમાં આપવું. તેટલી માત્રાથી એક બે દીવસમાં જરૂર તાવ અટકશે.

**Proper time for administering quinine–કવીનાઇન આપવાનો યોગ્ય સમય**—કવીનાઇન જો કે મેલેરીયા તાવનો એક અકસીર ઉપાય છે તો પણ તેનો જલદી અને જોઇએ તેવો ફાયદો થવા માટે તે આપવાના વખતનો વિચાર કરવાનો છે. આ બાબતમાં પણ કેટલોક મતભેદ છે, એટલે કે કેટલાક દાકતરો તાવ આવ્યા અગાઉ આશરે આઠ દસ કલાકથી કવીનાઇન આપવાનું શરૂ કરવાનું કહે છે એટલે કે આઠ દસ કલાક પહેલાં શરૂ કરી દર ત્રણ અગર ચાર કલાકે થોડું થોડું આપવું અને છેલ્લો ડોઝ

જરા મોટો આપવો. આ પ્રમાણે ઘણાખરા દાક્તરો ભલામણ કરે છે અને તેઓની માન્યતા એ છે કે મેલેરીયાનાં જંતુઓની વૃદ્ધિ થઈ તે લોહીમાં ફરવા માંડયા પહેલાં અગર ફરવાની તૈયારીમાં હોય ત્યારે ક્વીનાઇન આપવાથી જંતુઓનો નાશ થઇ તાવ અટકે છે અને આ વખત તેને અનુકુળ હોવાથી ક્વીનાઇન ફાયદો કરે છે. આ સિવાય બીજા કેટલાક દાક્તરો તાવ આવીને ઉતરી ગયા પછી અગર જો ઉતરતો હોય ત્યારે ક્વીનાઇન આપવાની ભલામણ કરે છે એટલે કે તાવ ઉતરી ગયા પછી અગર તો તાવના ઉતરવા વખતમાં એકાદ મોટો ડોઝ ક્વીનાઇનનો આપી પછી ફરી તાવ આવવાના વખત દરમ્યાન દર ત્રણ અગર ચાર ચાર કલાકે થોડું થોડું ક્વીના-ઈન આપવાની ભલામણ કરે છે. આ પ્રમાણે ક્વીનાઇન આપવાની ભલામણ કરનાર દાક્તરોનું માનવું એ છે કે તાવ ઉતરી ગયા પછી મેલેરીયાના જંતુઓ લોહીમાં પુષ્કળ પ્રમાણમાં હોવાનો સંભવ છે અને તેથી તે વખતે ક્વીનાઇન આપવાથી તેની લાગલી અસર જંતુઓ પર થઇ આવી તેનો નાશ થાય છે અને બીજી વખત તાવ આવતો અટકે છે.

ઉપર કહ્યા પ્રમાણે ક્વીનાઇન આપવાના વખતના મુખ્ય પ્રકારો છે અને તે બન્ને સાચા છે એટલે કે તે બન્ને પ્રકારે આપ-વાથી મેલેરીયા તાવ અટકે છે. આ પ્રમાણે ક્વીનાઈન આપવાનો યોગ્ય વખત છતાં પણ કેટલાક દાક્તરો તાવ હોય ત્યારે પણ ક્વી-નાઇન આપતા રહે છે તે ઇચ્છવાજોગ નથી, જો કે રીમીટન્ટ અગર બીજો ઝેરી પ્રકારનો તાવ હોય ત્યારે કદાચ ક્વીનાઇન તાવમાં આપવું પડે તો અડચણ જેવું નથી પણ ચડ ઉતર થતા તાવમાં તેમ કરવાની જરૂર નથી કારણ કે તાવના વખતમાં ક્વીનાઇન આપવાથી ઉલટું દરદી વધારે હેરાન થાય છે અને ઉલટી તથા બેચેની વીગેરે જે ઉપદ્રવો જણાતા હોય છે તેમાં વધારો થાય છે. સામાન્ય રીતે શરીરમાં તાવ ન હોય ત્યારે ક્વીનાઇન આપવામાં

આવે છે તેમજ તાવના ઉતારના વખતમાં એટલે કે પસીનો વળી તાવ કમિ થતો હોય અગર કમિ થઈ ગયો હોય ત્યારે આપવામાં આવે છે, પણ તાવ સખત ભર્યો હોય અગર તાવ ચડતો જતો હોય ત્યારે આપવાથી ઉલટું નુકશાન થાય છે, તે વખતે કવીનાઈન પેટમાં ટકતું નથી એટલું જ નહીં પણ ઉલટી, માથાનો દુઃખાવો તથા બેચેની વીગેરે વૃદ્ધિ પામી આવે છે.

દાકતર જોન સ્ટુઅર્ટ કવીનાઇન આપવાના સમય માટે નીચે પ્રમાણે કહે છેઃ—

It is the fundamental principal that quinine should not be given unless the skin moist, the tongue moist and the secretions are open. If the skin is dry, the tongue parched, and the bowels are locked up and loaded, quinine will intesify the evil.

કવીનાઇન આપવા માટે પ્રસિદ્ધ દાકતર પેટ્રીક મેનસન નીચે પ્રમાણે કહે છેઃ—

My practice is not to aggravate the headache and febrile distress of an existing paroxysm by an immediate administration of the quinine, but to wait until the fever begins to break and the sweating stage is well established and then to give ten grains of quinine in solution.

**કવીનાઇનના હીન, મિથ્યા અને અતિયોગથી થતું નુકશાન**—ઉપર કહ્યા પ્રમાણે કવીનાઈન એ મેલેરીયા તાવનો જો કે એક રામબાણ ઉપાય છે તો પણ જો તે વગર વિચાર્યે અયોગ્ય રીતે વાપરવામાં આવે તો તેથી સખત નુકશાન થવા પણ સંભવ છે. દાખલા તરીકે જ્યાં જરૂર હોય ત્યાં કવીનાઇન ગરમ પડશે

એવી બ્હીકથી બહુ ઓછા પ્રમાણમાં આપવામાં આવે તો તે કાંઇ અસર કરતું નથી અને તાવ જલદી અટકતો નથી. કવીનાઇન વિષે લોકોમાં જે ખોટો વહેમ પડી ગયો છે કે તે બહુજ ગરમ છે અને તેની ઉપર તેની શાંતિ માટે દુધ જેવી શીતવીર્ય ચીજ લેવીજ જોઇએ તે વહેમ તદ્દન ખોટો છે. કવીનાઇન જો કે સહેજ ગરમ દવા છે અને મોટા પ્રમાણમાં લેવાનું હોય તો દુધના અનુપાનથી લેવાય તો સારૂં છે તો પણ તે એવી ગરમ દવા નથી કે સુક્ષ્મ પ્રમાણમાં લેવાનું હોય તો પણ તેની સાથે ફરજીયાત દુધ લેવુંજ જોઇએ. ઉપર પ્રમાણે હકીકત હોવાથી જે લોકો કવીનાઇનથી ડરીને જરૂર હોય ત્યારે કવીનાઇન બીલકુલ લેતા નથી અગર તો ઘણા ઓછા પ્રમાણમાં લે છે તેઓને જેવો જોઇએ તેવો ફાયદો થતો નથી એટલે કે તદ્દન નહીં લેનારનો તાવ જતો નથી અને બહુ થોડા પ્રમાણમાં લેનારનો તાવ જલદી જતો નથી.

બીજું ઉપર કહ્યા પ્રમાણે કવીનાઇનથી બહુ ડરનારા મનુષ્યો સિવાય બીજા કેટલાક એવા મનુષ્યો હોય છે કે જેઓ કવીનાઇન પર બહુ આફરીન હોઇ તેના બહુજ હીમાયતી હોય છે. આવા મનુષ્યો કવીનાઇન બહુજ મોટી માત્રામાં તેમજ બહુ લાંબો વખત આંખ્યો મીચીને જરૂર હોય અગર વગર જરૂરીયાતે પણ વાપર્યે જાય છે અને પરિણામે તેઓ પૈકી ઘણાં મનુષ્યોને નુકશાન થાય છે. કવીનાઇનના અતિયોગથી નુકશાન થાય છે તે વાત ઘણા અંગ્રેજી વિદ્વાનો પણ કબુલ કરે છે અને લોકોને તે વાતની ચેતવણી પણ આપે છે. કવીનાઇનના અતિયોગ માટે વિદ્વાન દાકતર પેટ્રીક મેનશન નીચે પ્રમાણે કહે છે:—

It must never be lost sight of that occasionly quinine in large doses produces alarming effects; not singing of the ears and visual disturbances merely, but actual deafness and even amblyopia,

both of which may prove very persistent and occasionally permanent. It may also produce profound cardiac depression and gastric disturbances and even death from syncope. Urticaria is another, and not very uncommon, effect of even small doses of quinine; some cannot take it on this account, and prefer to endure the disease rather than to suffer the intolerable irritation induced by the remedy. I believe that nothing is gained by excessive doses; in ordinary circumstances thirty grains spread over two or three days is usually amply sufficient to check an intermittent.

ભાવાર્થ—દરેક મનુષ્યોએ ખ્યાલ રાખવો જોઇએ કે બહુ મોટા પ્રમાણમાં કવીનાઇન લેવાથી કેટલીકવાર ઘણું ગંભીર પરિણામ આવી જાય છે. સામાન્ય માન્યતા પ્રમાણે કવીનાઇન લેવાથી કાનમાં જે બેહરાશ તથા આંખોમાં ઝંખાશ આવી જતી કહેવામાં આવે છે તે પ્રમાણે તો થાય છે પણ કેટલીકવાર તો સખત પ્રકારની કાનની બહેરાશ તથા આંખની દ્રષ્ટીની ખામી આવી જાય છે કે જે દુર કરતાં ઘણી મુશ્કેલી પડે છે. તે સિવાય હોજરી તથા પાચનશકિતની કેટલીક વિકૃતિઓ પણ થઇ આવે છે. તેમજ હ્રદયની કેટલીક વિકૃતિ પણ જણાઇ આવે છે, એટલે ટુંકામાં કહેવાનું જે બહુ મોટા પ્રમાણમાં કવીનાઇન લેવાથી કાંઇને કાંઇ નુકશાન થઇ આવવા સંભવ છે. આ પ્રમાણે વસ્તુસ્થિતિ હોવાથી ઘણાં મનુષ્યો દુઃખ સહન કરીને પણ કવીનાઇન લેતા નથી. સામાન્ય રીતે બે ત્રણ દીવસમાં થઇને એકંદરે ત્રીસગ્રેન જેટલું કવીનાઇન પેટમાં જવાથી સાધારણ રીતે સામાન્ય તાવ અટકી જાય છે.

બીજુ ઉપર કહ્યા પ્રમાણે કવીનાઇનનો અતિયોગ કરનારા સિવાય બીજો એવો પણ વર્ગ છે કે જેઓ કવીનાઇનો મિથ્યા યોગ પણ કરે છે એટલે કે તે પૈકી ઘણા મનુષ્યો કવીનાઇનના શોખીન હોઇ કવીનાઇનને એક શકિતવર્ધક દવા ગણી તેનો હમેશાં ચાલુ ઉપયોગ કરે છે. તેમજ તે સિવાય કેટલાક મનુષ્યો તાવ ન આવે તેટલા માટે વગર જરૂરીયાતે પણ હમેશાં થોડું થોડું કવીનાઈન લીધા કરે છે, જો કે એક વખત તાવ આવી ગયા પછી થોડા દીવસ થોડું થોડું કવીનાઈન લેવાથી ફાયદો છે પણ સારી તંદુરસ્ત સ્થિતિમાં માત્ર તાવ ન આવે તેટલા માટે કવીનાઇનનું સેવન ચાલુ રાખવું તે વ્યાજબી નથી. ઉપર પ્રમાણે બીનજરૂરીયાતે સારી હવા વાળા પ્રદેશમાં કવીનાઇન લાંબો વખત લેવાથી શરીરમાં એક જાતની ગરમી વ્યાપ્ત થઇ જાય છે અને તેના લીધે શરીરમાં પિત્તનો પ્રકોપ થઇ આવે છે. ઉપર પ્રમાણે હમેશાં કવીનાઇન લેવાથી તાવ આવતો અટકતો નથી કારણ કે તાવ પેદા કરનારા બીજાં કારણો ચાલુ હોય તો કવીનાઇન લીધા છતાં પણ તાવ તો આવી જાય છે. તાવ અટકાવવા માટે બીજા આરોગ્યતાના નિયમો પાળવાની જરૂર છે પણ તે નિયમો પાળ્યા સિવાય માત્ર એકલું કવીનાઇન લીધાથી તાવ અટકતો નથી. તાવ અટકાવવા માટે તો ખાસ કરીને આરોગ્યતાના બીજા નિયમો પાળવાની ખાસ જરૂર છે.

ઉપર કહ્યા પ્રમાણે કવીનાઇનના હીન મિથ્યા અને અતિયોગના લીધે પરિણામ આવે છે માટે તે વાપરતાં દરેક મનુષ્યોએ ઉપલી હકીકત ધ્યાનમાં રાખવી.

**Quinine in pregnancy—સગર્ભાવસ્થામાં કવીનાઇનો ઉપયોગ**—સગર્ભાવસ્થામાં સ્ત્રીઓને કવીનાઇન આપતાં બહુજ કાળજી રાખવાની જરૂર છે. કારણ કે કવીનાઇનથી ઘણીવાર સ્ત્રીઓને ગર્ભપાત થઇ આવે છે. એટલે કે જે સ્ત્રીઓને સારી અવસ્થામાં કવીનાઇન વાપરવાનો મહાવરો નહોય તેવી સ્ત્રીઓને

વીનાઇન આપવાથી ગર્ભપાત થવાની ધાસ્તિ રહે છે. જે સ્ત્રીઓને .ારી અવસ્થામાં કવીનાઇન વાપરવાની ટેવ હોય તેવી સ્ત્રીઓને દાચ થોડી થોડી માત્રામાં કવીનાઇન આપવાથી બહુ નુકશાન તું નથી. પણ કવીનાઇનના મહાવરા વીનાની સ્ત્રીઓને થોડું કવી- .ાઇન પણ માફક આવતું નથી માટે બનતાં સુધી સગર્ભા સ્ત્રીઓને વીનાઇન આપવું નહીં.

## Quinine Amblyopia.

## કવીનાઇનના અતિયોગથી થઇ આવતો ઓછા વધતા પ્રમાણમાં અંધાપો.

જો કે સખત પ્રકારના મેલેરીયા જ્વરના વિષના લીધે પણ ાઇ કોઇ વખત દરદીને ક્ષણિક–Temporary તેમજ લાંબા વખતનો ંધાપો આવી જવા સંભવ છે તો પણ તે ઉપરાંત કવીનાઇનના ્રતિયોગથી પણ કોઈ કોઇ વખતે થોડા વધતા પ્રમાણમાં અંધાપો ાવી જતો જોવામાં આવે છે. એટલે કહેવાની મતલબ એ છે કે રેક ચિકિત્સકે કવીનાઇનનો અતિયોગ કરતાં બહુજ વિચાર કરવો ારણ કે મેલેરીયાના વિષથી લાગુ પડી આવતો અંધાપો કેટલીક .ર સાધ્ય સ્વસ્વરૂમાં હોય છે જયારે કવીનાઇનના અતિયોગથી લાગુ .ડી આવતો અંધાપો કેટલીકવાર અસાધ્ય જેવો થઈ જવા સંભવ છે.

જો કે મોટા ભાગે કવીનાઇનથી આવતો અંધાપો પણ થોડા ખત માટેનો હોય છે એટલે કે એકાદ દીવસમાં દરદીનો તે અંધાપો : થાય છે. તો પણ કેટલીકવાર કવીનાઇનના અતિયોગથી સખત કારનો તેમજ લાંબો વખત ચાલે તેવો પણ અંધાપો આવી જાય :. એટલે કે આંખની અંદરની રક્ત નળીઓમાં વિકૃતિ થઇ આવી

ષ્ટિ ઓછા વધતા પ્રમાણમાં નષ્ટ થઇ આવે છે માટે કવીનાઇનનો ઉપયોગ કરતાં આ વાત યાદ રાખવી. કવીનાઇનથી આવતા તેમજ મેલેરીયાના વિષથી લાગુ પડી આવતા અંધાપામાં નીચે પ્રમાણે ફેર ફાર હોય છે એમ વિદ્વાનોનું કહેવું છે.

કવીનાઈનથી આવતા અંધાપામાં ખાસ કરીને દરદીએ મોટા પ્રમાણમાં કવીનાઇન લીધેલું હોય છે અને તેના લીધે અંધાપો અગર ઝાંખપ જેવું હોય છે જ્યારે મેલેરીયાના વીષથી આવતી ઝાંખ અગર અંધાપામાં દરદીએ થોડું ઘણું કવીનાઇન લીધું અગર નહી લીધું હોય તો પણ તે અંધાપો મેલેરીયાના સખત વિષથી પ્રાપ્ત થયેલો હોય છે.

કવીનાઇનથી આવતી ઝાંખ અગર અંધાપો એકદમ ઓચીંતો જણાય છે તેમજ બન્ને આંખોમાં સાથે જણાય છે તેમજ તેની સાથે કાનની ઓછી વધતી બહેરાશ પણ જણાતી હોય છે, જ્યારે મેલેરીયાના વીષથી આવતો અંધાપો ક્રમે ક્રમે શરૂ થાય છે. જો કે કોઇ કોઇને તેનાથી પણ એકદમ અંધાપો જણાય છે પણ મોટા ભાગે ક્રમે ક્રમેજ જણાય છે. તેમજ તેમાં નિયમ તરીકે બન્ને આંખોનો એકસાથે હોતો નથી તેમજ તેમાં કાનની બહેરાશ જેવું હોતું નથી. કવીનાઇનથી આવેલો અંધાપો કોઇ કોઇવાર કષ્ટસાધ્ય હોય છે અને આરામ થાય તો પણ તેનાથી આંખની થોડી ઘણી ખામી રહી જાય છે જ્યારે મેલેરીયાના વિષથી આવેલો અંધાપો મોટા ભાગે દુર થઇ જાય છે. કોઇ કોઇ કેસમાં તેનાથી પણ થોડી થોડી કાયમની વિકૃતિ રહી જવા સંભવ છે.

કવીનાઇનથી આવતા અંધાપામાં કવીનાઇન આપવું નુકશાનકારક છે. જ્યારે મેલેરીયાના વિષથી આવતા અંધાપામાં કવીનાઇન ફાયદો કરે છે. આ પ્રમાણે કવીનાઇનથી વિકૃતિ થઇ આવવા સંભવ છે. માટે તેનો અતિયોગ થવા ન પામે તેની કાળજી રાખવી.

**મેલેરીયા તાવમાં કવીનાઇન શીવાય બીજા ઉપયોગી અંગ્રેજી ઔષધો**—જો કે કવીનાઇન એ મેલેરીયા તાવનો એક રામ-

બાણુ ઉપાય છે તોપણુ કેટલીકવાર જ્યારે ક્વીનાઇન માફક આવતું નથી અગર બહુ લાંબો વખત ક્વીનાઇન આપ્યા છતાં કાંઇ ફાયદો જણાતો જોવામાં ન આવે ત્યારે કેટલીકવાર બીજાં ઔષધો વાપરવાની જરૂર પડે છે અને તેને માટે બીજી અનેક દવાઓ વખણાય છે તોપણુ નીચેનાં ઔષધો વધારે વખણાતાં હોઇ વાપરવા જેવાં છે.

વૉરબર્ગ ટીંકચર Warburg Tincture નામની દવા કે જેમાં ક્વીનાઇનનો મોટો ભાગ આવે છે તે સખ્ત મેલેરીયા તાવમાં બહુ વખણાય છે અને જે કેસોમાં એકલું ક્વીનાઇન અસર કરતું નથી તેમાં આ દવા બહુ સારી અસર કરે છે. આ દવામાં ક્વીનાઇન ઉપરાંત બીજી કેટલીક ઉપયોગી દવાઓ આવે છે અને તેના લીધે આ દવા ક્વીનાઇન કરતાં પણુ કેટલીક બાબતમાં ચડી જાય છે. આ દવાની માત્રા ૧ થી ૨ ડ્રામની છે અને પાણી સાથે મેળવીને આપવામાં આવે છે.

**Arsenic–સોમલ–**સોમલ એ પણુ મેલેરીયા તાવનો બહુજ ઉત્તમ ઉપાય છે અને ક્વીનાઇનની શોધ પહેલા જ્વરાંકુશ તરીકે સોમલનો ઉપયોગ વધારે થતો હતો, પણુ હાલમાં ક્વીનાઇન એક બહુજ ઉત્તમ અને અસરકારક દવા હોવાથી સોમલ વધારે વપરાતો નથી તો પણુ જ્યારે ક્વીનાઇનથી જોઇએ તેવી અસર થતી નથી ત્યારે ક્વીનાઇનની સાથે સોમલનો યોગ કરીને વપરાય છે, તેમજ બહુજ લાંબો વખત ક્વીનાઇન વાપર્યા છતાં પણુ ફાયદો જણાતો ન હોય ત્યારે પણુ સોમલ યોગ્ય પ્રમાણુમાં આપવામાં આવે છે. સોમલ પ્રવાહિ રૂપમાં વપરાય છે અને તેની સામાન્ય માત્રા ૨ થી ૫ ટીપાં છે.

**Melhylene Blue=મેથીલીન** બ્લ્યુ—આ દવા પણુ મેલેરીયા તાવમાં વપરાય છે અને તે બે ગ્રેનની માત્રામાં દર ચાર કલાકે આપવામાં આવે છે. એકંદરે દસથી બાર ગ્રેન સુધી વધારેમાં વધારે આખા દીવસમાં આપી શકાય છે.

આ શીવાય કાર્બોલીક એસીડ, અનાર્કોટીન પીકરીક એસીડ, એરોક્ષીલ, એનેલઝેન, ફીનેકોલ, કેપસીકમ તથા ટેનીન વીગેરે દવાઓ પણ યોગ મિશ્રરૂપમાં આપવામાં આવે છે. કેટલીકવાર કવીનાઇનની ગોળીયો આપવાથી તાવ જલદી રોકાઇ જાય છે.

તે શીવાય ચીરેટા વીગેરે પૌષ્ટીક દવાઓ પણ વખતો વખત આપવાની ભલામણ કરવામાં આવે છે.

**મેલેરીયા તાવ માટે વપરાતી મુખ્ય દેશી દવાઓ**—મેલેરીયા અગર વિષમ જ્વર માટે દેશી વૈદકમાં અનેક દવાઓ વપરાય છે જેઓ પૈકી સુદર્શન ચુર્ણ વિગેરે કેટલીક બનાવટો ઘણી સૌમ્ય અને નિર્ભય બનાવટો છે. એટલુંજ નહિ પણ યોગ્ય વિચાર કરીને આપવાથી તાવ જો કે આસ્તે આસ્તે અટકે છે તોપણ તે મુળમાંથી જાય છે અને મેલેરીયાનું વિષ જરા પણ લોહીમાં રહેવા પામતું નથી તેમજ તે દવાઓથી આસ્તે આસ્તે રોકેલો તાવ ફરી ફરીને ઉથલા મારતો નથી. દેશી દવામાં વપરાતી દવાઓનાં મુખ્ય બે વિભાગો છે એટલે એક ધાતુયુક્ત બનાવટો અને બીજી ખાસ વનસ્પતિજન્ય બનાવટો. ધાતુ યુક્ત બનાવટોમાં કાળજી રાખવાની જરૂર છે કારણકે તેઓ ઝેરી હોઇ પ્રમાણ વિગેરેમાં ન્યુનાધિકતા થઇ આવે તો નુકશાન થવા સંભવ છે.

જ્વરાંકુશો અગર ધાતુયુકત બનાવટો.

કવીનાઇનની શોધ થઇ તેનો વધારે પ્રચાર થયા પહેલાં મેલેરીયા તાવ અટકાવવા માટે આ ધાતુયુકત દવાઓજ અકસીર ગણાતી હતી. આ દવાઓમાં મોટા ભાગે પારદ, ગંધક, વચ્છનાગ, હરતાલ, મોરથુથુ, સોમલ, ત્રાંબુ અને ધંતુરો વિગેરે દવાઓ આવતી હોય છે. આ દવાઓમાં ઝેરી દવાઓ આવતી હોવાથી દરદીની પ્રકૃતિનો ખ્યાલ રાખીને તેમજ વ્યાધિનું સ્વરૂપ જોઇને યોગ્ય પ્રમાણમાં વાપરવી જોઇએ. હાલમાં કવીનાઇન જેવી અકસીર દવાની શોધ થવાથી

ી વૈદો પણ ઉપર કહેલા પ્રયોગો થોડાજ વાપરે છે. નીચેના ધાતુ- કત ઔષધ પ્રયોગ મેલેરીયા તાવના અટકાવ માટે સારા છે.

**જ્વરાંકુશઃ**—શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક અને શુદ્ધ વછનાગ એ ણે એકએક ભાગ, શુદ્ધ ધંતુરાના બી ત્રણ ભાગ, અને સુંઠ, મરી ને પીપર એ ત્રણે મળીને બાર ભાગ. સર્વે દવાઓનું બારીક ચુર્ણ ઈ તેને લીંબુ તથા આદુના રસમાં ખરલ કરી એક એક રતીની ળીયો કરવી.

પ્રમાણ=૧ થી ૨ ગોળી.

**જ્વરાંકુશ નં. ૨ જો**—શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક અને શુદ્ધ છનાગ એક એક ભાગ, શુંઠ, મરી અને પીપર એ ત્રણે એક એક ાગ અને શુદ્ધ ધંતુરાનાં બી બે ભાગ, એ સર્વે દવાના બારીક ર્ણને લીંબુના રસમાં ખરલ કરી એક એક રતીની ગોળીયો કરવી. માણ-૧ થી ૨ ગોળી.

**જ્વરાંકુશ નં. ૩ જો**—શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, શુદ્ધ વછ- ાગ, શુદ્ધ મનશીલ, શુદ્ધ ટંકણખાર અને શુદ્ધ ધંતુરાના બી એ ર્વે દવાઓ એકએક ભાગ અને સર્વે બરોબર મરી. સર્વે દવાઓનું બા- ક ચુર્ણ લઇ તેને આદુ, તુલસી તથા નિર્ગુંડીના રસનો એક પુટ આપવો. ને ત્યાર બાદ એક એક રતીની ગોળીયો કરવી. પ્રમાણ-૧ થી ૨ ગોળી.

**ભૂત ભૈરવ રસ**—શુદ્ધ હડતાલ અને શુદ્ધ શંખભસ્મ એ ન્ને સમાન ભાગ અને એ બંન્નેના નવમા ભાગે શુદ્ધ મોરથુથુ વું, તે બધાને કુંવારના રસમાં ખરલ કરી ગજપુટ આપવો અને ડુ થયેથી કાઢી લેવું. પ્રમાણ ૦॥ થી ૧ રતી.

**દારૂબ્રહ્માસ્ત્ર**—શુદ્ધ સોમલ, શુદ્ધ હીંગળો, શુદ્ધ ધંતુરાના બી ને લીંડીપીપર એ ચારે દવાઓ સમભાગે લઇ લીંબુના રસની દર તેની ૦। રતીની ગોળીયો કરવી. પ્રમાણ-૦॥ થી ૧ ગોળી.

**વિશ્વતાપહરણ રસ**—શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, તામ્રભસ્મ, દ્ધ ઝેર કોચલાનું ચુર્ણ, શુદ્ધ નેપાળાના બીજ, હરડેદળ, પીપર, કડુ

તથા નસોતર એ સર્વે દવાઓનું ચુર્ણ સમ ભાગે લઇ તે સર્વેને ધંતુરાના રસની સાથે ખરલ કરીને એક એક રતીની ગોળીયો કરવી. પ્રમાણ-૧ થી ૩ ગોળી.

**શીતારિ રસ**—શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, ત્રાંબાની ભસ્મ, શુદ્ધ સોમલ, શુદ્ધ ખાપરીયો, શુદ્ધ ટંકણખાર, શુદ્ધ મોરથુથુ, અને હરતાલ ભસ્મ એ સર્વે દવાઓને સમભાગે લઇ કારેલાના રસની ભાવના દઇ ૦। રતીની ગોળીયો કરવી. પ્રમાણ-૧ થા ૨ ગોળી.

**મલ્લપર્પટી**—રાળતોલા ૧ ને લોઢાની કડાઇમાં નાખી ઉની કરી તેમાં શોધેલો સોમલ તો. ૦॥ બારીક વાટીને નાંખવો. પછી સહેજ હલાવી એકરસ થાય એટલે ખરલમાં નાખવો, એટલે તેની પર્પટી થશે. આ પર્પટીને બારીક વાટી એક શીશીમાં ભરી રાખવી, અને જરૂર પડે ત્યારે તેમાંથી એક ચોખાપુર $\frac{1}{16}$ થી $\frac{1}{8}$ ગ્રેન જેટલો મધમાં ચાટવા આપવો. આ દવાથી દરેક જાતના મેલેરીયા તાવ મટકે છે. આ દવા બહુ ઝેરી છે માટે વીચારીનેજ આપવી.

## મેલેરીયા તાવમાં ઉપયોગી વનસ્પતિજન્ય ઔષધ પ્રયોગો.

**મહા સુદર્શન ચુર્ણ**—મહાસુદર્શન ચુર્ણ એ દરેક જાતોના તાવોનો અને તેમાં પણ ખાસ કરીને મેલેરીયા તાવનો એક ઉત્તમ ઉપાય છે. તેની અંદર મોટો ભાગ એટલે લગભગ અર્ધોઅર્ધ કરીયાતું આવે છે અને બાકીના અર્ધ ભાગમાં આશરે પચાશ જેટલી બીજી જવરઘ્ન, કટુપૌષ્ટીક, મળશોધન અને દીપન પાચન દવાઓ છે. એટલે કે મહાશુદર્શન ચુર્ણમાં એકંદર લગભગ પચાશથી બાવન ઔષધો આવે છે. મહાસુદર્શન ચુર્ણ એ ચુર્ણના રૂપમાં તેમજ તેનો કવાથ અગર હીમ કરીને પણ વપરાય છે. તે તાવ શરીરમાં

ભર્યો હોય ત્યારે પણ આપી શકાય તેમજ તાવ ઉતરી ગયા પછી તાવ અટકાવવા માટે પણ વપરાય છે. મહાસુદર્શન ચુર્ણથી મેલેરીયા તાવ અટકે છે એટલું જ નહીં પણ તાવ ઉતર્યા પછી થોડા દીવસ તે થોડું થોડું લેવાથી તાવ ફરીથી ઉથલો મારતો નથી. અને તે સાથે તાવના પરિણામરૂપ અશક્તિ અગર મંદાગ્નિ વિગેરે ઉપદ્રવો જણાતા હોય તે પણ દુર થાય છે. તે શીવાય તાવની રૂતુમાં તે થોડું થોડું હમેશાં લેતા રહેવાથી તાવ લાગુ પડવાની પણ ધાસ્તિ થોડી રહે છે. મહાસુદર્શન ચુર્ણ હાલમાં બધે ઠેકાણે તૈયાર મળે છે તેમજ તે બનાવવામાં કડાકુટ ઘણી હોવાથી તેની બનાવટ અત્રે આપેલ નથી.

**પ્રમાણ**—૦। થી ૦॥ તોલો. દીવસમાં બે અગર ત્રણ વખત. જેને ચુર્ણ લેવું ફાવતું ન હોય તેમણે તેનો ઉકાળો અગર હીમ બનાવી વાપરવો.

**લઘુ સુદર્શન ચુર્ણ**—ગળો, પીંપર, પીંપરીમુળ, કડુ, હરડેદળ, શુંઠ, લવીંગ, લીમડાની અંતરછાલ, તજ તથા સુખડ એ દશ દવાઓ સમભાગે લેવી. અને તે બધાથી અર્ધોઅર્ધ કરીયાતું લઇ તેનું બારીક ચુર્ણ બનાવવું.

પ્રમાણ અને ઉપયોગ=મહાસુદર્શન ચુર્ણ પ્રમાણે.

**નિંબાદિ ચુર્ણ**—શુંઠ, પીંપર, મરી, હરડેદળ, બહેડાં, આંમળાં, અજમોદ, સીંધવ, સંચળ, મીંઠું, અને જવખાર એ સર્વે દવા એક એક તોલો અને લીમડાના તાજાં સુકેલાં પાન ૧૦ તોલા એ સર્વેનું બારીક ચુર્ણ બનાવવું.

**કલંભાદિ ચુર્ણ**—કલંબો, અંતીવીષની કળી, કાંકચીયાનામીજ, લીમડાની લીંબોળીનામીજ, કડુ, ઇન્દ્રજવ, કાળીજીરી, તીખાં, અને કરીયાતાની પાંદડી એ સર્વે દવાઓ સમભાગે લઇ તેનું બારીક ચુર્ણ કરવું, અને તેમાંથી બેઆનીભારથી ૦। તોલો ઠંડા પાણી સાથે દીવસમાં બે અગર ત્રણ વખત લેવું.

**જવર ભૈરવ ચૂર્ણ**—આ ચૂર્ણની બનાવટ સુદર્શન ચૂર્ણના જેવીજ છે પણ તેની અંદર વનસ્પતિજન્ય દવાઓ ઉપરાંત પારો, ગંધક, લોહ, અભ્રખ તથા મનશિલ વીગેરે દવાઓ પણ યોગ્ય પ્રમાણમાં આવે છે. આ ચૂર્ણથી વિષમ જ્વરમાં ઘણો સારો ફાયદો થાય છે.

જવરનાગર મયૂર ચૂર્ણ--આ દવાની બનાવટ પણ સુદર્શન ચૂર્ણના જેવીજ છે પણ તે ઉપરાંત તેની અંદર લોહ, અભ્રખ, ટંકણખાર, તામ્રભસ્મ, હરતાલ, બંગ, તથા પારો અને ગંધક વીગેરે દવાઓ પણ યોગ્ય પ્રમાણમાં આવે છે. આ ચૂર્ણથી પણ દરેક જાતના સખત તેમજ જીર્ણ વિષમ જ્વરોમાં સારો ફાયદો થાય છે. ઉપરની બન્ને દવાઓની બનાવટ ભૈષજ્ય રત્નાવલીમાં આપેલી છે.

આ શીવાય લીમડાની અંતર છાલ, કડા છાલ, સાતવણની છાલ તથા મામેજવો વિગેરેની બનાવટો પણ આ તાવમાં વપરાય છે.

## After treatment of intermittent fevers.

## મેલેરીયા તાવો શાંત થયા પછી પણ થોડા દીવસ ચાલુ રાખવાનો કાર્યક્રમ.

ઉપર પ્રમાણે ક્વીનાઇન વીગેરે દવાઓ આપવાથી ઘણું કરીને મેલેરીયા તાવો પહેલાં તો એકદમ અટકી જાય છે, પણ તેટલા ઉપરથી એમ નહીં સમજવું કે દરદીનો તાવ તદ્દન સાજો થઇ ગયો છે, કારણ કે એકવાર તાવ રોકાયા પછી પણ જો આહારવિહાર તથા રહેણીકરણીમાં જરા પણ ગફલત કરવામાં આવે તો આવા તાવો વખતો વખત પાછા ફરી ફરીને ઉથલા Relapses મારી

આવે છે. અને તેથી તે ઉથલાઓ વિષે કેટલીક હકીકત જાણવાની જરૂર છે.

ઉપર કહ્યા પ્રમાણે દરેક જાતના મેલેરીયા તાવો ઓછાવધતા પ્રમાણમાં કવીનાઇન આપવાથી એકવાર તો અટકે છે પણ માત્ર અટકવાથી તાવનું મુળ કારણ તદ્દન નિર્મુળ થવા પામતું નથી એટલે કે મેલેરીયા તાવનું મુળ કારણ કે જે મેલેરીયાના રોગ જંતુઓ છે તેનો તદ્દન નાશ થતો નથી પણ કવીનાઇન વીગેરેના યોગથી તેઓ અમુક વખતને માટે લોહીમાંથી થોડા ઘણા પ્રમાણમાં ખસી જઈને બરોળ, યકૃત જેવા શરીરના બીજા અવયવોમાં ભરાઈ બેસે છે અને ત્યાં આગળ અમુક વખત શાંતપણે પડી રહીને અનુકુળ સંજોગો મળતાં એટલે કે ખાનપાન તથા રહેણી કરણીની થોડી ઘણી પણ ભુલચુક થતાં તેઓ બરોલ વીગેરે અવયવોમાંથી પાછા નીકળી લોહીમાં પ્રવેશ થવા પામે છે અને દરદીને મેલેરીયા તાવના બીજા નવા હુમલાથી સપડાવે છે.

ઉપર પ્રમાણે રોગજંતુઓ કવીનાઈન વીગેરે દવાઓના સાધારણ યોગથી તદ્દન નાશ નહીં પામતાં બરોળ વીગેરે અવયવોમાં ઘુસી જતા હોવાથી વિદ્વાનોનું કહેવું એ છે કે એક વખત તાવ અટકયા પછી પણ તે જંતુઓનો તદ્દન નાશ થવા માટે પાછળથી થોડા દીવસ પણ કવીનાઈન વીગેરે દવાઓ ચાલુ રાખવી જોઇએ કારણકે લાંબો વખત કવીનાઈન વીગેરે દવાઓ લીધા શીવાય મેલેરીયાના જંતુઓનો તદ્દન નાશ થતો નથી અને જયાં સુધી તે જંતુઓનો સંપુર્ણપણે નાશ થતો નથી ત્યાં સુધી તાવ તદ્દન અટકતો નથી પણ ઉપર પ્રમાણે વખતો વખત ઉથલા મારી આવે છે. મેલેરીયા તાવના ઉથલા માટે વિદ્વાન દાક્તરો નીચે પ્રમાણે કહે છે જેનો ભાવાર્થ ઉપર કહી જવામાં આવ્યો છે.

By giving a few dozes of quinine, only the partial victory is gained, that is, the enemy

retires, as it were, into his dug–outs in the spleen, and liver and his trenches in the Bone–marrow and awaits his chance of making another raid upon the defences. When he does so, we have a relapse.

Relapses may be defined as an explosive outbreak of latent parasites, and by latent parasites we mean those which lie hidden in the internal organs.

The retrival of parasites to dug–outs and trenches occurs when, apart from actual cure, a malarial attack come to an end, or when the disease is controlled, though not cured, by quinine.

There seems little doubt that these ordinary non-sexual forms remain there, till a chill or some other factor, such as a surgical operation, causes them suddenly to become active, and to start reproducing themselves in the red cells, when, of course, up goes the temperature as the rosettes ripen and the red cell burst, and we have all the phenomena of the relapse.

મેલેરીયા તાવના વખતો વખત ઉથલા મારવાનું બીજું; મુખ્ય કારણ એ છે કે એક વખત મેલેરીયા તાવ આવી ગયા પછી દરદીનું શરીર એવું તો નિર્માલ્ય બની આવે છે કે મેલેરીયાના હુમલા પછી ઘણો વખત દરદીના શરીરની ગરમી પેદા કરવાની તેમજ તે ગરમી નિયમિત સાચવી રાખવાની શક્તિ ઓછા પ્રમાણમાં વિકૃતિ પામી આવે છે અને તેને લઇને પણ હવાનો સાધારણ ફેરફાર પણ આવા

દરદીને અસર કરે છે કે જે અસર તંદુરસ્ત માણુસપર એકદમ થતી નથી. આને માટે વિદ્વાન દાક્તર મેકલીન નીચે પ્રમાણે કહે છે.

The heat generating power of all victims to malaria is impaired, hence they are liable to suffer from the least atmospheric changes of which healthy take no note.

ઉપર કહ્યા પ્રમાણે મેલેરીયા તાવોની વખતો વખત ઉથલા મારવાની ખસીયતના લીધે એક વાર તાવ અટક્યા પછી પણ તેની તદ્દન શાંતિ માટે થોડા દીવસ કવીનાઇન વીગેરે દવાઓનું યોગ્ય પ્રમાણમાં સેવન ચાલુ રાખવું જોઈએ. તેમજ તેની સાથે લોહ, મંડુર તથા ઝેરકોચલાં વીગેરે શક્તિ વર્ધક ઔષધો પણ યોગ્ય પ્રમાણમાં ચાલુ રાખવાં જોઈએ, તેમજ હમેશાં ઝાડાનો ખુલાસો રહે તેવી કાળજી રાખવી જોઈએ. ઉપર કહ્યા પ્રમાણે તાવ ઉતર્યા પછી કવીનાઇન વધારે વખત આપી શકાય તેમ ન હોય તો એટલે કે જો અગાઉ વધારે પ્રમાણમાં કવીનાઇન આપવામાં આવ્યું હોય તો અગર તો જેને કવીનાઇન માફક આવતું ન હોય તો તેમણે સુદર્શન ચૂર્ણ, કરીયાતું અગર ગળો વીગેરેનું થોડા દીવસ અવશ્ય સેવન કરવું જોઇએ. એ પ્રમાણે દવાઓ ચાલુ રાખવાથી દરદીનું શરીર મેલેરીયાના વિષથી નિર્યુક્ત થઇ આવી દરદીનો તાવ સદંતરને માટે જશે. અને થોડા વખતમાં દરદી સંપુર્ણ આરોગ્ય થઈ રહેશે. પણ જો ગાફલ રહેવા પામશે તો વખતો વખત તાવના ઉથલાઓ ચાલુ રહી દરદીને દુષ્ટ પ્રકારનો જીર્ણ મેલેરીયા લાગુ પડી આવશે.

**દરેક જાતના ઇન્ટરમીટન્ટ તાવોનો સંક્ષિપ્તમાં ચિકિત્સાક્રમ**—આપણે ઉપર જો કે દરેક જાતના ચડ ઉતર થતા તાવોની વિગતવાર ચિકિત્સા આપી ગયા છીએ તો પણ તે વધારે લંબાણ પૂર્વક હોવાથી નીચેની ટુંકી હકીકત દરેક મનુષ્યોના ધ્યાનમાં રહે અને પોતે પોતાની સારવાર કરી શકે તેટલા માટે આપીએ છીએ.

તાવ આવવાની શરૂઆત લાગે કે તરત દરેક મનુષ્યોએ ઢીલ નહીં કરતાં પથારીમાં સુઈ જવું અને તાઢ રહે ત્યાં સુધી ગરમ કપડાં ઓઢીને પડી રહેવું, તેમજ અગાઉ કહ્યા પ્રમાણે તાવના ઉપદ્રવો, જેવા કે માથાનો દુખાવો, તથા ઉલટી વીગેરેના ઉપચાર કરવા. ત્યાર બાદ જયારે શરીરમાં તાવ ભરાય ત્યારે અગાડી કહેલ ટાયાફોરેટીક મિક્ષચરમાંથી એકાદ મીક્ચર મંગાવી તેમાંથી એક એક ભાગ દર ત્રણ અગર ચાર કલાકે તાવ ભર્યો રહે ત્યાં સુધી લીધા કરવો, અગર તો ધાણા, દ્રાક્ષ તથા ખડસલીયાનું હીમ અગર તો સુદર્શન ચુર્ણનું હીમ થોડું મધ નાંખીને દર ત્રણ અગર ચાર ચાર કલાકે લેવું. આ પ્રમાણે કરવાથી થોડા વખતમાં તાવ ઉતરી જશે. ત્યાર બાદ એટલે તાવ ઉતર્યાં પછી તે રાત્રીએ અગર તો બીજે દીવસે સવારે એક સારો જુલાબ લઇ લેવો. જુલાબ લેવા ચુકવું નહિ, કારણકે જુલાબ લીધા વગર તાવ જશે નહીં એ ચોકસ માનવું. ત્યાર બાદ ફરીથી તાવ ચડવા ન પામે તેટલા માટે ક્વીનાઇન યોગ્ય પ્રમાણમાં આપવું શરૂ કરવું. જો એકાંતરીયો તાવ હોય તો તાવ ઉતર્યાં પછી દીવસમાં ત્રણ અગર ચાર વખત લેવું. અગર તો તેનું મિક્ષચર મંગાવીને લેવું. અને તાવ આવવાના દીવસે તાવ આવવાના વખત પહેલાનો છેલ્લો ડોઝ જરા મોટો લેવો એટલે કે આશરે પાંચ ગ્રેન જેટલું ક્વીનાઇન લેવું. એમ કરવાથી તાવ જરૂર રોકાશે, એકવારે તાવ નહીં રોકાય તો બીજે દીવસે જરૂર રોકાશે.

બીજું ઉપર કહેલા તાવોમાં ચોથીઓ તાવ વધારે આકરો છે તેટલા માટે તાવના વચલા દીવસમાં થોડું થોડું ક્વીનાઇન અગર સુદર્શન આપવું અને તાવ આવવાના દીવસે તાવ આવવાના વખત પહેલાં પાંચ પાંચ ગ્રેન ક્વીનાઇન દર ચાર કલાકે આપવું. એટલે કે તાવ આવવાના દીવસે એકંદરે લગભગ પંદર ગ્રેન જેટલું ક્વીનાઇન આપી દેવું. એ પ્રમાણે કરવાથી તાવ જરૂર રોકાશે.

બીજું ઉપર પ્રમાણે ક્વીનાઇન આપવાથી તાવ ન જાય તો

મુંઝાવું નહીં. પણ તે પ્રમાણે ક્વીનાઇન બે ત્રણ વારા સુધી આપ્યા કરવું. એટલે કે તાવને પરાણે અટકાવવા વધારે પ્રમાણમાં ક્વીનાઈન આપવું નહી પણ ઉપર કહ્યા પ્રમાણે યોગ્ય માત્રામાં ક્વીનાઇન આપવું ચાલુ રાખવું. કારણકે કેટલીકવાર મેલેરીયાનું વિષ શરીરમાં વધારે પ્રમાણમાં હોય છે ત્યારે તાવ એકદમ રોકાતો નથી. અને પરાણે રોકવામાં ફાયદો પણ નથી અને કદાચ વધારે પ્રમાણમાં ક્વી-નાઇન આપ્યાથી એક વખત રોકાય તો તે હમેશને માટે રોકાયલો સમજવો પણ નહીં, કારણ કે તેવી રીતે રોકેલો તાવ થોડા દીવ-સમાં પાછો ઉથલો મારી આવે છે, તાવને રોકવા માટે વિદ્વાનોનું કહેવું એ છે કે શરીરની બરોબર શુદ્ધિ થયા સિવાય તેમજ શરીર-માંથી મેલેરીયાનું વિષ તદ્દન નાબુદ થયા વીના તાવને રોકવામાં ફાયદો નથી માટે શરીરની શુદ્ધિની સાથે તાવનું મુળ કારણ નાબુદ કરતા રહીને આસ્તે આસ્તે તાવ રોકાય તેમ કરવું જોઈએ. એટલે કે બહુ મોટા પ્રમાણમાં ક્વીનાઇન આપીને આગ્રહથી તાવ રોકવો નહીં પણ યોગ્ય પ્રમાણમાં થોડા વધારે દીવસ ક્વીનાઇન આપવું ચાલુ રાખીને આસ્તે આસ્તે જાય તેમ કરવું. તે શીવાય કેટલીકવાર ક્વીનાઈન આપવાથી કદાચ તાવ તદ્દન રોકાતો નથી પણ ઓછો તાવ આવે છે તેમજ તાવ આવવાના વખતમાં પણ ફેર પડી જાય છે. ઉપર પ્રમાણે ફેરફાર જણાય તો તે પણ તાવ અટકવાની એક નિશાની છે. માટે તેમ થાય તો થોડા દીવસ તે પ્રમાણે ક્વીનાઈન આપવું. આ પ્રમાણે કરવાથી તાવ જરૂર રોકાશે એટલુંજ નહીં પણ તેવી રીતે રોકેલો તાવ ફરીથી ઉથલો પણ મારશે નહીં. તાવ અટકા-વવા માટે વિદ્વાન દાક્તરો નીચે પ્રમાણે કહે છે.

The object, being, not directly to arrest paroxyms, but to bring about such a healthy condition of the system that the disease, may gradually decline. Sometimes it is necessary to

preserve for weeks with the appropriate remedy and not to change it frequently or at all if the paroxyms occur at later periods of the day and becomes less severe.

આ લખાણનો ભાવાર્થ ઉપર આપી જવામાં આવ્યો છે.

**Diet-ખોરાક**—આ તાવમાં ખોરાકની બહુજ કાળજી રાખવાની જરૂર છે, કારણકે સેંકડે પોણોસો ટકા ખોરાકની ભુલચુકથી આ તાવ જલદીથી ઉતરતો નથી, તેમ એકવાર ઉતર્યા પછી ફરી ફરીને તાવ આવવાનું કારણ પણ ખોરાકની ગફલતી છે. ખોરાક બહુ હલકો લેવો જોઈએ. ખોરાકમાં સાબુ ચોખાની કાંજી, ભાત, દાળ અને ખીચડી વીગેરે સારા છે, દુધ લેવાને અડચણ નથી. તાવ આવતો હોય ત્યાં સુધી ખોરાક હલકો લેવો જોઇએ એટલુંજ નહીં પણ તાવ ઉતરી ગયા પછી પણ થોડો વખત ખોરાક હલકો અને જલદી પચી જાય તેવો અને તેટલો લેવો જોઈએ, પણ તાવના લીધે દરદી ખાવાપીવાનો ઘણો આતુર થઇ જાય અને જુદી જુદી ચીજો ખાવાનું મન કરે છે તેને અંકુશમાં નહીં રાખતાં દરદી માગે તે આપવામાં આવે તો તાવ ઉતરતો નથી એટલુંજ નહીં પણ બીજા ઉપદ્રવો થઇ આવે છે માટે ખોરાકની પુરતી કાળજી રાખવી.

**Remittent Malarial fevers-સંતતજ્વરો**—આ જાતના તાવો એક જાતના સખત પ્રકારના મલેરીયા તાવોજ છે અને તેઓ પણ મલેરીયાના જંતુજન્ય કારણોથીજ થાય છે, પણ આ તાવો ઘણા સખત સ્વરૂપમાં હોય છે અને તેમાં બધાં લક્ષણો ઉગ્ર સ્વરૂપમાં દેખાય છે અને તેમાંથી કોઈ કોઈ વાર વિપરીત પરિણામ પણ આવી જાય છે એટલે કે જો શરૂઆતથી સારી માવજત રાખવામાં આવી ન હોય તો પ્રાણઘાતક પણ નીવડે છે. આ તાવોને Billious fevers, Autumnal fevers or Jungle fevers પણ કહેવામાં આવે છે. આ તાવો આંતરીયા તાવો એટલે કે ચડ ઉતર થતા

મેલેરીયાં તાવોની પેઠે તદ્દન ઉતરી જતા નથી પણ થોડો વખત સેજસાજ કમી થઈ આવી પાછા હતા તેવાજ થઇ રહે છે અને કોઈ કોઈ વાર તો તેથી પણ વધી આવે છે. આ તાવોમાં ઘણી વાર Typhoid fever ટાઇફોઈડ જ્વરનાં લક્ષણો પણ જણાય છે અને તેવી શંકા થાય છે, પણ તપાસ કરવાથી તેનો નિર્ણય થઇ શકે છે.

આ પ્રકારના તાવો જો કે મેલેરીયાના જંતુઓથીજ થાય છે પણ સાધારણ ચડઉતર થતા મલેરીયા તાવોના જંતુઓ કરતાં આ પ્રકારના જંતુઓમાં થોડોક ફરક હોય છે એટલે કે તેમાં એકજ જાતના જંતુઓનો યોગ હોતો નથી પણ મિશ્ર પ્રકારના એટલે કે રોજીયો, એકાંતરીયો તથા ચોથીયા તાવના જંતુઓનો મિશ્ર યોગ હોય છે તેમજ કેટલીક વાર ખાસ જંતુનો પણ યોગ હોય છે અને તેના લીધે આ પ્રકારના તાવો ઘણા સખત હોય છે.

**રીમીટન્ટ જ્વરના પ્રકારો**—ખરૂં જોતાં આ તાવનો તો એકજ મુખ્ય પ્રકાર છે તોપણ તેનાં કેટલાક ખાસ લક્ષણોને લીધે વિદ્વાનોએ તેના કેટલાક પ્રકારો કહેલા છે. જેમકે Simple remittent fever સીમ્પલ એટલે સાદો રીમીટન્ટ ફીવર. ૨. Billous remittent fever બીલીયસ એટલે પ્રિત્ત પ્રકોપ યુકત રીમીટન્ટ ફીવર. Typhoid remittent fever=ટાઇફોઈડ રીમીટન્ટ ફીવર અને ૪ ચોથો Adynamic remittent fever એડાઇનેમીક રીમીટન્ટ ફીવર. વીગેરે એકંદરે આ તાવો ઘણા વિષમ છે અને બહુજ કાળજી રાખવા જેવા છે.

Simple remittent fever–સામાન્ય સતતજ્વર—આ પ્રકારનો વિષમ જ્વર આપણા દેશમાં વધારે જોવામાં આવે છે એટલે કે મેલેરીયાની રૂતુમાં તેમજ સખત મેલેરીયા યુકત પ્રદેશમાં આ જાતનો તાવ ઘણી વખત જોવામાં આવે છે. આ તાવના તેમજ દરેક જાતના રીમીટન્ટ ફીવરના સામાન્ય લક્ષણો નીચે પ્રમાણે છે.

**Symptoms-લક્ષણો**—આ તાવ જો થોડા જોસમાં હોય તો તેનાં એટલા બધાં સખત ચિન્હો હોતાં નથી પણ ફક્ત સેજ-સાજ પસીનો વળીને તાવ કમી થાય છે, તોપણ શરીર ઉનું રહે છે અને અંગમાં તાવ તો હોય છે અને થોડા વખત પછી તેમાં ફરીને તાવ ચડી આવે છે અને આંતરીયા તાવના ચિન્હો કહ્યાં છે તે સર્વે ચિન્હો ઓછા વધતા પ્રમાણમાં જણાય છે, પણ જો વ્યાધિ સખત સ્વરૂપમાં હોય તો કેટલીક વાર તેનાં ચિન્હો એવાં તો જોસથી જણાય છે કે દરદીને ત્રણ ચાર દીવસમાં લોથપોથ કરી નાંખે છે. દરદીને બોલવા ચાલવાનું કે ઉઠવા બેસવાનું ભાન રહેતુ નથી અને થોડાજ દીવસમાં રોગનો વધારો થઈ આવી ભયંકર સ્થિતિ થઇ પડે છે.

રીમીટન્ટ એટલે સંતત જ્વરમાં આંતરીયા તાવનાં બધાં ચિન્હો સખત સ્વરૂપમાં જણાય છે પણ માત્ર ઠંડી અને પસીનો કમી જણાય છે. શરીરની ગરમી ૧૦૪ કે ૧૦૫ ડીગ્રી જેટલી થઇ જાય છે. શરૂઆતમાં ઠંડીની સાથે તાવ ચડી આવે છે, શરીર બહુ ગરમ થઇ જાય છે અને શરીરે સખત દાહ જણાય છે અને ચહેરો તથા આંખો રતાશ પડતાં થઇ જાય છે. માથાનો સખત દુઃખાવો જણાય છે, નાડી અને શ્વાસ જોરથી ચાલે છે, કલેજામાં દુખાવો જણાય છે અને ઉલટીનું જોર વિશેષ હોય છે અને પેટમાં અનાજ, પાણી કે દવા સરખું પણ ટકતું નથી. દરદીનું મોઢું અને જીભ સુકાઇ જાય છે અને મોઢામાં બીલકુલ અમી રહેતી નથી. પીશાબ થોડો થોડો અને લાલ ઉતરે છે, કેટલાક દરદીને ઝાડાની કબજીયત જણાય છે અને કેટલાકને સેજસાજ ખાંસી જેવું પણ જણાય છે.

ઉપર પ્રમાણે એકાદ દીવસ સુધી બધાં ચિન્હો રહી પછી થોડો ઘણો પસીનો વળી તાવ કમી પડે છે પણ તદન ઉતરી જતો નથી. સાધારણ રીતે દસ બાર કલાક સુધી આ પ્રમાણે સખત ચિન્હો જણાયા બાદ તાવ સેજસાજ નરમ પડી આવે છે પણ જો તાવ સખત સ્વરૂપમાં હોય તો કોઇ કોઈને બે ત્રણ અગર તો ચાર પાંચ

દીવસ સુધી સખત તાવ રહી પછી જરા કમી પડે છે અને કેટલાકને તો શરૂઆતના સાત દીવસ સુધી એકસરખો તાવ કમતી થયા વીના ભરેલોજ રહે છે અને ત્યારબાદ થોડો ઘણો કમી જાસ્તિ થયા કરે છે. કોઈ કોઇ તાવ કમી પડયા પછી બીજે કે ત્રીજે દીવસે પાછો સખત રીતે ચડી આવે છે. ઘણુંકરીને સવારના વખતમાં તાવ કમી થાય છે અને બપોર પછી સાંજને વખતે સખત તાવ ભરાય છે. સાધારણ રીતે થોડો ઘણો પસીનો વળીને તાવ કમી થાય છે અને કોઇને બીલકુલ પસીનો વળતોજ નથી પણ માત્ર તાવજ કમી પડે છે. આવી રીતે તાવ કમી જાસ્ત તેની મુદ્દત સુધી થયા કરે છે.

રીમીટન્ટ જ્વરમાં તાવ કયારે અને કેટલો કમી જાસ્તિ થયા કરે છે તેની પુરી તપાસ કર્યા વીના પાકી ખબર પડતી નથી. થર્મો-મીટર વિગેરેથી તેની પાકી ખાત્રી કરવી, કારણ કે તે જાણ્યા શીવાય દવા આપવાની બરોબર સમજ પડતી નથી.

રીમીટન્ટ જ્વર જયારે બહુ સખત પ્રકારનો હોય ત્યારે દરદીને ભ્રમ ઉત્પન્ન થાય છે અને તે વખતે દરદી ગમે તેમ બબડે છે. અને ઘણી વાર દરદીને જરા પણ ભાન રહેતું નથી. આ પ્રમાણે થવાથી દરદીને દીવસે દીવસે અશક્તિ માલમ પડે છે, નાડી જબર ચાલે છે, અને ઘણી ક્ષીણ થઇ જાય છે, હાથ પગ ધ્રુજે છે, જીભ અને હોઠ પર કાળા છાળા પડી જાય છે, ખોરાક ગળે ઉતરતો નથી, કોઈ કોઇ દરદીની સાંભળવાની, બોલવાની કે સમજવાની શક્તિ પણ થોડી ઘણી કમી થાય છે, આખરે શરીરની નબળાઇ વધી કેટલાક દરદીને ઝાડા અગર પીશાબ માર્ગે લોહી પડે છે અને શરીર ટંઢુ પડી આવી તંદ્રા અને અસાવધપણું થઈ આવે છે અને આ પ્રમાણે બે ચાર દીવસ રહી દરદી મરણ પામે છે અને ઇશ્વર કૃપાથી આરામ થવાનો હોય તો તાવ કમી પડતો જઇ શુદ્ધિ આવતી જાય છે અને ધીમે ધીમે સારૂં થતું આવે છે.

રીમીટન્ટ ફીવરની સાધારણ રીતે સાત, દસ, બાર, પંદર કે એકવીસ દીવસની મુદ્દત હોય છે એટલે કે તેટલી મુદતમાં સાધારણ

રીતે વ્યાધિ શાંત થાય છે અગર તો ભયંકર સ્વરૂપ ધારણ કરે છે. કોઇ કોઇને તેથી પણ વધારે એટલે ત્રણ કે ચાર અઠવાડીયા સુધી પણ તાવ પહોંચે છે અને સારૂં નરસું જે પરિણામ આવવું હોય તે આવે છે. આ તાવમાંથી જો સારૂં થવાનું હોય તો મુદ્દત પર કુદરતી રીતે બધાં ચિન્હો કમી થતાં આવે છે, પણ જો વ્યાધિ વધવાનો હોય તો તાવના જોસના લીધે શરીરની અંદરનાં ઉપયોગી અવયવો જેવા કે હોજરી, કલેજું, ફેફસું તથા મગજ વિગેરે અવયવોમાં લોહીનો જોસ ચડી આવી તે ભાગનો વરમ Inflamation થઇ આવે છે અને વ્યાધિમાં ઉમેરો થાય છે, અને તેની અસરથી ઘણી-વાર દરદી ભયંકર સ્થિતિમાં આવી પડે છે.

આ તાવના લીધે જયારે મગજ પર અસર થાય છે ત્યારે માથામાં સખ્ત દુખાવો જણાય છે, આંખોમાં સારી પેઠે રતાશ આવી જાય જાય છે, દરદી ભ્રમિત થઇ ન્હાસ ભાગ અગર તો બબડાટ કર્યા કરે છે, અગરતો બેશુદ્ધ થઇ પડયો રહે છે. જયારે આ તાવની અસ-રથી હોજરીમાં લોહીનો ભરાવો થઇ અસર થાય ત્યારે તે ભાગમાં દુખાવો માલમ પડે છે અને સખત ઉલટી થાય છે. કેટલીક વાર ઉલટીમાં લોહી જેવું પણ જણાય છે. જયારે કલેજામાં ભરાવો થાય ત્યારે કલેજાંના ભાગમાં દુખાવો જણાય છે. શુળ આવે છે, દાબ-વાથી અગર દમ લેવાથી દુખાવો વધારે માલમ પડે છે અને તેના લીધે શરીરમાં પીળાશ આવી કમળા જેવું પણ જણાય છે. જયારે ફેફસાંમાં લોહીનો જમાવ થઇ ત્યાં આગળ વરમ થઇ આવે તો ખાંસી જણાય છે, બલગમ પડે છે, છાતીમાં કોઇ કોઇ ઠેકાણે દુખાવો માલમ પડે છે તથા શ્વાસ જેવું જણાય છે એટલે કે એકંદરે ન્યુમોનીયાના બધાં ચિન્હો જણાઇ આવે છે.

રીમીટન્ટ તાવમાં ઉપર પ્રમાણે વિકૃતિઓ થઇ આવવા સંભવ છે અને જયારે તે પ્રમાણે વિકૃતિ થઇ આવે તો પરિણામ ધાસ્તિ-ભરેલું સમજવું. જો સારૂં થવાનું હોય તો મુળ તાવ તથા તેના બીજા

ઉપદ્રવો કમી થતા જાય છે પણ જો ખરાબ પરિણામ આવવાનું હોય તો તેમાં વધારો થઈઆવી દરદી મૃત્યુ પામે છે.

## Treatment of Remittent fever.

## રીમીટન્ટ એટલે સંતત જ્વરની ચિકિત્સા.

આ તાવ ઘણો આકરો અને વિષમ છે માટે બનતાં સુધી સારા અને વિદ્વાન દાક્તર અગર વૈદ્યની સલાહ લેવી અને તેના કહ્યા પ્રમાણે ઔષધોપચાર કરવા. સામાન્ય આંતરીયા મેલેરીયા તાવનો જે ચિકિત્સાક્રમ આગળ આપણે જણાવી ગયા છીએ તેજ આ જ્વરનો પણ ચિકિત્સાક્રમ છે. પણ આ તાવ ઘણો સખત અને લાંબો વખત શરૂ રહેતો હોવાથી તેમજ તે તદ્દન નહીં ઉતરી જતો હોવાથી ઉપચારોમાં વધારે કાળજી રાખવાની જરૂર પડે છે.

આ તાવમાં ઉલટીનું વિશેષ જોર હોય છે અને તેથી કેટલાક દાક્તરો ઉલટીથી પિત્તનો નીકાલ થવાની ખાતર ગરમ પાણી પાઇને ઉલટી થવા દે છે, અગર તો આશરે પંદરથી વીશ ગ્રેન આઈપીકેકનું પાઉડર સેજસાજ ગરમ પાણી સાથે આપીને ખુલાસાથી ઉલટી કરાવે છે અને તેથી ઘણી વાર સારી રીતે ઉલટી થઇ આવી પિત્તનો નીકાલ થઈ જાય છે અને તાવમાં ફાયદો પડે છે. આ પ્રમાણે ઉલટી કરાવવી તે દરદીની સ્થિતિનો ખ્યાલ રાખીનેજ કરાવવી.

બીજું ઉલટી માટે અગાઉ કહેલ ધાણા, દ્રાક્ષ તથા ખડસલીયાનું હીમ અગરતો તેનો શરબત બહુજ ઉત્તમ છે. તેનાથી ઉલટી, તૃષા તથા દાહ શાંત થાય છે. માટે તે થોડું થોડું થોડા થોડા અંતરે આપ્યા કરવું. અગરતો સોડાવોટર, લેમોનેડ અગર દાડમ વિગેરેના

શરબતો પાણીમાં નાંખી થોડા થોડા પ્રમાણમાં આપવાં. અગરતો બરફના નાના નાના કટકાઓ ચુસવા આપવા, તેનાથી પણ ઉલટીમાં તથા તૃષામાં ફાયદો થશે. છાતીપર રાઈનું પ્લાસ્ટર મારવાથી પણ આવો ફાયદો થાય છે.

માથાનો દુખાવો સખત હોય તો માથાપર બરફ મુકવો અગર તો પાણી અને બરફના મિશ્રણમાં રૂમાલ ભીંજવી માથાપર મુકવો અને પાણી સીંચ્યા કરવું, અગર તો ગુલાબજળ અથવા કોલન વોટરનું પોતું મુકવું; અગર આગળ કહ્યા પ્રમાણે નવસાર તથા સુરાખારના પોતાં મૂકવા. તે શીવાય બીજા ઉપદ્રવો માટે આગળ આંતરીયા તાવમાં કહ્યા પ્રમાણે કરવું.

આ તાવમાં શરૂઆતના એક બે દીવસ અગર તો તેથી પણ વધારે વખત સુધી તાવ ઉતરતો નથી અગર વધારે પ્રમાણમાં કમી થતો નથી માટે જ્યાં સુધી તાવ સખત પ્રમાણમાં ભર્યો હોય ત્યાં સુધી ઉપર કહેલો ધાણા, દ્રાક્ષ તથા ખડસલીયાનું હીમ અગર શરબત આપ્યા કરવો. તેમજ દર ત્રણ અગર ચાર કલાકે આગળ કહેલ ડાયાફોરેટીક મીક્ષચરો પૈકી એકાદ મીક્ષચર પસંદ કરીને અગર તો નીચે પ્રમાણેનું ડાયાફોરેટીક મીક્ષચર આપવું.

લીકર એમોની એસીટસ. ૨ ઔંસ.

સ્પીરીટ ઈથર નાઈટ્રોસી. ૨ ડ્રામ.

પોટેસ સાઇટ્રસ. ૮૦ ગ્રેન.

ટીંકચર એકોનાઇટ. ૧૬ ટીપાં.

કેમ્ફર વૉટર. ૮ ઔંસ જેટલું.

મેળવી $\frac{1}{8}$ ભાગ દર ત્રણ અગર ચાર કલાકે આપવો.

ઉપર પ્રમાણેનું મિક્ષચર તાવ ચાલુ હોય ત્યાં સુધી દર ચાર કલાકે આપવું. આ દવાથી તાવ કમી થશે. ઉલટી શાંત થશે, તૃષ કમી થશે અને સેજસાજ પસીનો પણ વળશે. એકંદરે આ દવાથી તાવમાં થોડો ઘણો પણ ફાયદો પડશે.

બીજું જો આ દવાથી તાવ કમી ન પડે તો કેટલાક દાક્તરો એન્ટીફેબ્રીન, ફીનાસેટીન, એન્ટીપાઇરીન, સોડાસેલીસીલસ તથા પીરેમીડોન વીગેરે દવાઓમાંથી એકાદ દવા વાપરવા ભલામણ કરે છે. પણ તે બધી દવાઓ હૃદયને નબળું પાડનારી છે માટે હુશીઆર દાક્તરની સલાહ વીના વાપરવી નહીં. આ શીવાય વોરવર્ગ ટીંકચર પણ આ તાવમાં વખણાય છે. માટે દાક્તરની સલાહ પડે તો તે પણ વાપરવી.

આ પ્રકારના તાવમાં તાવ તદ્દન ઉતરી જતો નથી પણ સેજસાજ કમી થાય છે. એટલે તાવ રોકવા માટે ક્વીનાઇન આપવાનો બરોબર અનુકુળ વખત મળતો નથી અને તેથી તાવ જ્યારે કમી થાય ત્યારે આપવું. એટલે ક્વીનાઇનના પાંચ પાંચ ગ્રેન પાઉડર અગર મિક્ષ્ચરના રૂપમાં ત્રણ ત્રણ અગર ચાર ચાર કલાકે આપવા અને તાવ વધી આવે ત્યારે બંધ કરવા. જો કે તાવની હાજરીમાં ક્વીનાઇન આપવાનો રીવાજ નથી પણ આ તાવમાં તાવ કમી થાય ત્યારે ક્વીનાઇન આપ્યા શીવાય છુટકો નથી કારણ કે આ પ્રકારનો તાવ તદ્દન ઉતરી જતો નથી અને ક્વીનાઇનની અસર થયા વીના તાવમાં અસર થતી નથી માટે થોડો ઘણો કમી થાય ત્યારે ક્વીનાઇન આપવા ચુકવું નહીં અને વખત ગુમાવવો નહીં. ઉપર પ્રમાણે કમી તાવમાં પણ ક્વીનાઇન પેટમાં જવાથી તાવમાં જરૂર ફાયદો થશે.

આ શીવાય આ પ્રકારના તાવમાં કેટલીકવાર એવું પણ બને છે કે જેમાં તાવ શરૂઆતના થોડા દીવસ અગર કેટલીકવાર પાંચ સાત દીવસ સુધી એકસરખો ભર્યો રહી તાવ કમી પડતો નથી ત્યારે એવા કેસમાં ક્વીનાઇન તાવમાં પણ આપવું પડે છે કારણ કે ક્વીનાઇન શીવાય મેલેરીયાના જંતુઓપર અસર થતી નથી અને જંતુઓપર અસર થયા વીના તાવ જરા પણ હઠતો નથી માટે ક્વીનાઇન આપવાના બીજા અનુકુળ વખતના અભાવે આવા તાવમાં

પણ ક્વીનાઈન આપવું શરૂ કરવું. અને એ પ્રમાણે બે ચાર દીવસ ક્વીનાઈન પેટમાં જવાથી મેલેરીયાના જંતુઓપર અસર થઈ તાવ કમી પડવા માંડશે.

તે શીવાય આવા તાવમાં ક્વીનાઈનની તાબડતોબ અસર થવાની જરૂર હોવાના લીધે કેટલાક દાક્તરો મોઢેથી ક્વીનાઈ આપીને તેની આસ્તે આસ્તે અસર થવાની રાહ જોવા કરતાં હાઇપોડરમીક ઈનજેકશન વડે ક્વીનાઇન આપવાની ભલામણ કરે છે અને તે બરોબર છે; કારણ કે આવા તાવમાં એકદમ ક્વીનાઇનની અસર થવા પામે તોજ તાવમાં અસર થાય છે માટે આવો પ્રસંગ પ્રાપ્ત થતાં પીચકારી વડે પણ ક્વીનાઇન લેવું. એ પ્રમાણે ક્વીનાઈન લેવાથી જરૂર ફાયદો થશે.

મેલેરીયા તાવમાં આંતરડા સાફ રાખવાની ખાસ જરૂર છે તો શરૂઆતમાં સાધારણ જુલાબ આપીદેવા ચુકવું નહી. જુલાબને માટે વીગતવાર આગળ લખવામાં આવ્યું છે માટે તે પ્રમાણે આપવું.

આ તાવમાં દરદી ઘણો કમ કૌવત થઈ જાય છે માટે અશક્તિ આવ્યા બાદ ઉલટી અગર જુલાબની આકરી દવા આપવી નહીં પણ શરીરમાં શક્તિ રહે તેમ કરવું. શક્તિ માટે દ્રાક્ષાસવ વિગેરે આપવાં. ખોરાકમાં માત્ર દુધ અગર કાંજી વિગેરેજ પદાર્થો આપવા. ખોરાક માટે બહુ ઉતાવળા થવું નહીં.

બીજું આ વ્યાધિ દરમ્યાન કલેજું, ફેફસાં, તથા મગજ વિગેરે અવયવોમાં નુકશાન પહોચ્યું હોય તો સારા વૈદ્ય દાક્તરની સલાહ પ્રમાણે કરવું. કારણ કે તેવા તાવના ઘરમેળે ઉપાયો થઇ શકે તેવા હોતા નથી.

નીચેના દેશી ઉકાળાઓ પણ આ તાવમાં સારો ફાયદો કરે છે.

ગરમાળાનો ગોળ, ખડસલીયો, કાળી દ્રાક્ષ, કડુ, હરડેદળ અને નાગરમોથ એ સર્વે દવાઓનો ક્વાથ કરી આપવાથી તાવ હઠે છે.

ગળો, હરડે તથા ખડસલીયાનો ઉકાળો પણ આ તાવમાં સારો ફાયદો કરે છે.

કાળીદ્રાક્ષ, દેવદાર, કડુ, નાગરમોથ, આંબળાં, ગળો, હરડેદળ, ગરમાળાનો ગોળ, કરીયાતુ, પટોળ અને ખડસલીયો એ સર્વે દવાઓને તેમજ અભયાદિ ક્વાથ આપવાથી પણ સારો ફાયદો થાય છે. આ ક્વાથથી બીજાં મર્મસ્થાનોને ઈજા થઇ હશે તો પણ તેમાં ફાયદો થશે. એકંદરે આ વ્યાધિ ભયંકર છે. માટે વૈદ કે દાક્તરની દેખરેખ નીચે કામ લેવું.

**Billious Remittent fever—બીલીયસ રીમીટન્ટ ફીવર**-આ તાવનાં ઘણાંખરાં લક્ષણો ઉપર કહેલા સામાન્ય રીમીટન્ટના જેવાંજ હોય છે તો પણ તેમાં પિત્તનો વધારે પડતો પ્રકોપ હોવાથી પિત્ત પ્રકોપના લક્ષણો વધારે પ્રમાણમાં જણાય છે. જેવાંકે સખત પ્રકારની પિત્તની ઉલટીઓ, હોજરીનો થોડો ઘણો પુલાવો, તથા પિત્તયુક્ત ઝાડા વિગેરે લક્ષણો વધારે પ્રમાણમાં જણાય છે. તે શીવાય કોઈ કોઇને ઝાડાને બદલે કબજીયાત જેવું પણ જણાય છે. તે શીવાય આ તાવનું બીજું એક મુખ્ય લક્ષણ એ છે કે દર્દીની ચામડીનો રંગ રતાશપડતો અગર કેશરના રંગ જેવો થઈ જાય છે. ઉપર પ્રમાણે આ વ્યાધિમાં ચામડીનો રંગ જે પીળાશ પડતો થઈ જાય છે તે કમળાની વ્યાધિમાં જેમ પિત્તનો અવરોધ થતાં પિત્ત લોહીમાં મળવાથી થાય છે તે પ્રમાણેના કારણથી થતો નથી પણ લોહીમાંના રાતાં રજકણો માંહેનું હેમોગ્લોબીન નામનું તત્વ લોહીમાં છુટું થવાથી અગરતો તેનો ચામડીમાં કોઈ ઠેકાણે જમાવ થવાના કારણે થાય છે. આ પ્રકારનો વ્યાધિ જો કે સીધી રીતે ભયંકર નીવડતો નથી પણ તેમાંથી જે દુષ્ટ પ્રકારનો પાંડુ રોગ દરદીને જણાઇ આવે છે તેના લીધે દરદી મોટા ભાગે ગુજરી જવા પામે છે. તેમજ તે વ્યાધિ દરમ્યાન બીજા ઉપદ્રવો થઇ આવી તેનાથી પણ દરદી ભયંકર સ્થિતિમાં આવી પડે છે.

**ઔષધોપચાર**—આ વ્યાધિના ઔષધોપચાર ઉપર કહેલા સામાન્ય રીમીટન્ટના જેવાજ ઉપચારો કામે લગાડવા. તે ઉપરાંત ખાસ પિત્ત પ્રકોપ શાંત થાય તેવા ખાસ ઉપાયો યોજવા.

**Typhoid Remittent or Typho-Malarial fever-ટાઈફોઈડ રીમીટન્ટ અથવા ટાઇફો-મેલેરીયલ ફીવર**—આ પ્રકારના તાવમાં સામાન્ય રીમીટન્ટ જ્વરના લક્ષણોની સાથે ટાઇફોઈડ જ્વરનાં લક્ષણો પણ જણાય છે. આ પ્રકારનો તાવ ઘણોજ ભયંકર છે અને મોટા ભાગે પ્રાણઘાતક નીવડે છે. આ પ્રકારના તાવમાં એવાં તો વિચિત્ર લક્ષણો જણાય છે કે ખરેખરો રીમીટન્ટ જ્વર છે કે ખરેખરો ટાઈફોઇડ જ્વર છે કે બંન્ને વ્યાધિઓયુક્ત ટાઈફો-મેલેરીયલ જ્વર છે તેનું નિદાન કરવું કેટલીકવાર મુસ્કેલ થઈ પડે છે પણ કેટલાક ખાસ લક્ષણો પરથી અનુભવીઓ તેનું નિદાન કરી શકે છે.

**કારણો**—આ વ્યાધિનાં ખાસ કારણોનો જો કે ચોકસ નિર્ણય નથી તોપણ તે બન્ને વ્યાધિઓના સંયુક્ત કારણથી તે પેદા થાય છે. એક કારણ મેલેરીયાના રોગ જંતુઓ અને બીજું કારણ ટોઇફોઈડ જ્વરનો ચેપ એ બન્નેનો યોગ થવાથી આ જાતનો જ્વર પેદા થાય છે. ઉપર કહેલાં કારણોની ન્યુનાધીકતા પ્રમાણે આ જ્વર બે જાતનો થાય છે એટલે કે કેટલીકવાર મેલેરીયા તાવનાં લક્ષણો વધારે જોવામાં આવે છે, જયારે કેટલીકવાર ટાઈફોઈડ જ્વરનાં લક્ષણો વધારે જોવામાં આવે છે. ઉપર પ્રમાણેના પહેલા પ્રકારને મેલેરીયલ ટાઇપ કહે છે અને બીજા પ્રકારને સેપ્ટીક ટાઇપ કહે છે. આ બન્ને પ્રકાર પૈકી સેપ્ટીક ટાઈપ એટલે કે જેમાં ટાઈફોઇડ જ્વરના લક્ષણો વધારે જણાતાં હોય તે ઘણું કરીને કષ્ટસાધ્ય હોય છે.

**ટાઈફો મેલેરીયલ તાવનો સામાન્ય ક્રમ**—જ્યારે ટાઇફોઈડ કરતાં મેલેરીયાનું વિષ વધારે હોય ત્યારે ઘણું કરીને શરૂઆતથી મેલેરીયા પ્રાધાન્ય જ્વર શરૂ થાય છે એટલે કે ટાઇફોઇડની ખાસીયત

પ્રમાણે શરૂઆતના થોડા દીવસ થોડા પ્રમાણમાં તાવ નહીં રહેતાં શરૂઆતથી સખત તાવ જણાય છે. એટલે કે પહેલે દીવસથીજ તાવ ૧૦૩ કે ૧૦૪ ડીગ્રી જેટલો થઇ જાય છે, તેમજ મેલેરીયાનાં બીજાં લક્ષણો જ્યારે ઉલટી, માથાંનો દુખાવો, કળતર, તથા અરૂચી વગેરે જણાય છે. આ પ્રથમ આવેલો તાવ થોડો વખત શરીરમાં રહી પસીનો વળીને થોડો ઘણો કમી થાય છે પણ તદન ઉતરી જતો નથી. આ પ્રમાણે ચાર પાંચ દીવસ સુધી તાવની ચડ ઉતર થયા કરે છે પણ દરરોજ તાવનો ઉતાર કમી થતો આવે છે. એટલે પ્રત્યેક દીવસ વધારે પ્રમાણમાં તાવનો ઉતાર નહીં થતાં દરરોજ થોડો થોડો તાવ વધતો રહે છે અને દીવસે દીવસે ટાઇફોઇડ જ્વરનાં લક્ષણો વધારેને વધારે શરૂ થતાં આવે છે.

ઉપરની રીત સીવાય કોઈ કોઇ દરદીને શરૂઆતથીજ ટાઇફો-ઇડ જ્વરનાં લક્ષણો વધારે જણાતાં આવે છે એટલે કે શરૂઆતના અઠવાડીયામાં તાવ દરરોજ ધીમે ધીમે વધતો આવે છે અને ટાઈ-ફોઇડના બીજાં લક્ષણો પણ એક પછી એક વૃદ્ધિ થતાં આવે છે. તેવામાં દસ, બાર અગર પંદરમે દીવસે મેલેરીયાનાં લક્ષણોનો તેમાં ઉમેરો થાય છે. એટલે તાઢની સાથે તાવ વધતો જોવામાં આવે છે તેમજ ઉલટી, પિત્ત પ્રકોપ તથા માથાનો દુઃખાવો વીગેરે લક્ષણો જણાય છે.

આ સીવાય કોઇ કોઈ દરદીને શરૂઆતમાં ટાઇફોઇડ જ્વર લાગુ પડી પાછળથી તાવની નિવૃત્તિના વખતમાં મેલેરીયાનાં લક્ષણો જણાઇ આવે છે.

ઉપર પ્રમાણે ટાઇફો-મેલેરીયા તાવનો સામાન્ય ક્રમ છે એટલે કે કોઇ કોઈ કેસમાં પ્રથમ મેલેરીયાનાં લક્ષણો વધારે જણાય છે, અને કોઇ કોઈ કેસમાં પ્રથમ ટાઇફોઇડનાં લક્ષણો વધારે જણાય છે અને પાછળથી મેલેરીયાનાં લક્ષણો જણાય છે.

**Diagnosis=રોગ વિનિશ્ચય**—આ તાવનું ખરેખર નિદાન

કરવાની ખાસ જરૂર પડે છે. કારણ કે શુદ્ધ ટાઇફોઇડ જ્વર તથા મેલેરીયાની ચિકિત્સામાં કેટલોક તફાવત પડે છે. નીચેનાં લક્ષણો પર ધ્યાન આપવાથી કેટલીકવાર વ્યાધિનો નિર્ણય થઇ શકવા સંભવ છે. સામાન્ય રીતે ટાઇફોઇડ તાવ આસ્તે આસ્તે શરૂ થાય છે અને લગભગ સાત આઠ દીવસે વ્યાધિ તેના સખત સ્વરૂપમાં આવી જાય છે એટલે તે વખતે તાવ જેટલો વધવાનો હોય તેટલો વધી આવે છે, જ્યારે મેલેરીયાયુક્ત તાવ પહેલે દીવસથીજ તેના ઉગ્ર સ્વરૂપમાં આવી જાય છે એટલે કે પહેલે દીવસેજ તાવ ૧૦૩ કે ૧૦૪ ડીગ્રી જેટલો થઇ જાય છે. ટાઇફો મેલેરીયલ તાવમાં ત્વચા ઉપર કાંઇ પણ જાતના ચાઠાં નીકળતાં નથી, પણ શુદ્ધ ટાઇફોઇડ જ્વરમાં છઠે કે સાતમે દીવસે ગુલાબી રંગનાં ચાઠાં દરદીના શરીર ઉપર જણાય છે. ટાઇફોઇડ તાવમાં નીકળતા ચાઠાં થોડા દીવસ બાદ પાછાં સમાઇ જાય છે, ત્યારે જો ટાઇફો-મેલેરીયલ તાવમાં કદાચ ચાઠાં નીકળવા પામે તો તાવ તદ્દન નાબુદ થતાં સુધી રહે છે. ટાઇફોઇડ તાવમાં જે ઝાડો થાય છે તે ઘણો ચેપી હોવા સંભવ છે, જ્યારે ટાઇફો-મેલેરીયલ તાવનો ઝાડો એટલો બધો ચેપી હોતો નથી. ચોખા રીમીટન્ટ તાવમાં મોટા ભાગે ઝાડો થતો નથી, જ્યારે ટાઇફો-મેલેરીયલ તાવમાં થોડો ઘણો ઝાડો હોય છે. તે શીવાય પેટનો દુઃખાવો, પેટનું ચડવું તથા પિત્તયુક્ત ઝાડા વીગેરેથી વ્યાધિનો નિર્ણય થઇ શકે છે. તે શીવાય મેલેરીયાયુક્ત તાવમાં પિત્ત પ્રકોપનાં લક્ષણો ઉલટી વીગેરે પણ જણાય છે. તેમજ બરોળની વૃદ્ધિથી પણ વ્યાધિનો નિર્ણય થઇ શકે છે. ટુંકામાં કહેવાનું જે બારીક અવલોકનથી આ વ્યાધિનો નિર્ણય થઇ શકે છે.

**Management of Typho-Malarial fever— ટાઇફોમેલેરીયલ તાવનો સામાન્ય ચિકિત્સાક્રમ**—સામાન્ય રીતે ટાઇફોમેલેરીયલ તાવની ચિકિત્સા એ બન્ને પ્રકારના તાવોની ચિકિત્સાના તત્વો ધ્યાનમાં રાખીને કરવામાં આવે છે તો પણ તેના

ઔષધોપચારમાં બહુજ કાળજી રાખવાની જરૂર છે, એટલે કે તેના ઉપચાર શરૂ કર્યા પહેલાં તે તાવ શુદ્ધ રીમીટન્ટ છે, કે શુદ્ધ ટાઈફોઇડ છે કે તે બન્ને દોષયુક્ત ટાઇફોમેલેરીયલ છે તેનો પુર્ણ નિર્ણય કરવાની જરૂર છે, કારણ કે તે ત્રણે જાતના જ્વરની ચિકિત્સામાં કેટલોક મહત્વનો ફેરફાર હોય છે. સામાન્ય રીતે અતિસાર એ ટાઇફોઈડ જ્વરનું એક મુખ્ય લક્ષણ માનવામાં આવે છે અને મોટા ભાગે ટાઈફોઈડ જ્વરમાં અતિસાર હોય છે અગર વહેલો મોહોડો લાગુ પડી આવે છે, પણ તે સાથે ચિકિત્સકે એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે કોઇ કોઈ કેસમાં દરદીને ટાઇફોઇડ જ્વર હોવા છતાં પણ અતિસાર જણાતો નથી અને જણાય છે તો ઘણો પાછળથી જણાય છે, પણ તેથી ઉલટું કોઇ કોઈ દરદીને કબજીયાત જેવું જણાય છે. અને તેથી એટલે કે અતિસારના અભાવે ઘણાં ચિકિત્સકો તે તાવને શુદ્ધ રીમીટન્ટ ગણી રેચક દવા આપવા લલચાય છે કારણ કે રીમીટન્ટજ્વરમાં રેચક દવા આપવાથી ફાયદો થવા સંભવ છે, જો કે રીમીટન્ટજ્વરમાં રેચક દવા આપવામાં આવે તો અડચણ આવતી તથી પણ જો તે જ્વરમાં ટાઇફોઇડનો અંશ હોય તો રેચક દવા આપવાથી કેટલીકવાર વીપરીત પરિણામ આવે છે. સામાન્ય રીતે રીમીટન્ટ જ્વરમાં ક્વીનાઇન અપાય છે અને ટાઇફોઇડ જ્વરયુક્ત દોષમાં આપવાથી વધારે અડચણ આવતી નથી પણ નિદાનની ભુલચુકના પરિણામે રેચક દવા આપવામાં આવે તો કેટલીકવાર ગંભીર પરિણામ આવે છે માટે તેનો ખાસ ખ્યાલ રાખવો.

આ જાતના તાવના ઔષધોપચારમાં જે ખાસ કાળજી રાખવાની છે તેના માટે વિદ્વાન દાકતર મેનસન નીચે પ્રમાણે કહે છે.

A word of caution may be given as to prognosis and treatment. In forming diagnosis too much weight must not be attached to the presence or absence of diarrhoea; constipation is much

more common in tropical typhoid than in the disease in Europe. Diagnosis, therefore, must not be too much influenced by absence of diarrhoea, and the practitioner must not be led by the presence of constipation into giving active purgatives. Purgatives are often of the greatest service in malarial remittent, but if, in consequence of a mistake in diagnosis, it is assumed that a case of typhoid remittent, and large doges of calomel and other cathartics are administered the result may be disastrous. If doubt exists about diagnosis, and quinine is given, it will not do a typhod much harm. It is a good rule, therefore, when in doubt to give quinine, but to avoid purgatives.

ઉપરના લખાણની સઘળી હકીકત ઉપર આપવામાં આવી ગઈ છે.

ઉપર કહ્યા પ્રમાણે આ જાતના તાવના ઔષધોપચારમાં કાળજી રાખવાની છે. તે શીવાય બીજા ઉપચારો ટાઇફોઇડજ્વરમાં રીમીટન્ટ-જ્વરના ચિકિત્સાક્રમ પ્રમાણે કરવાના છે. તેમજ આ વ્યાધિના ઉપચાર કોઈ અનુભવી ચિકિત્સકના હાથ નીચે કરવા જેવા હોવાથી તે વિષે વધારે વિવેચન અત્રે કરવામાં આવ્યું નથી.

દરેક જાતના રીમીટન્ટ જ્વરમાં ઉપયોગી કેટલાક દેશી ઔષધ-પ્રયોગો નીચે પ્રમાણે છે.

રીમીટન્ટ જ્વર માટે અંગ્રેજી વૈદકમાં જો કે અનેક ઉપયો બતાવવામાં આવ્યા છે. પણ તે દરેકમાં કાંઇને કાંઇ ખામી હોય છે. એટલે કે તે વાપરવામાં બહુ કાળજી રાખવાની જરૂર રહે છે પણ દેશી વૈદકમાં એવા કેટલાક પ્રાચિન મહર્ષી પ્રણિત પ્રયોગો છે કે જેના ઉપયોગથી કોઇપણ જાતની વિકૃતિ થવા સંભવ નથી એટલું જ નહીં પણ તે પ્રયોગોના ઉપયોગથી દરેક જાતના જ્વરમાં ફાયદો

થાય છે એટલુંજ નહીં પણ શરીરની અંદરના બરોળ, યકૃત, મુત્ર-પીંડ તથા ફેફસાં વગેરે અવયવોમાં થઈ આવતી વિકૃતીઓને અટકાવે છે અને થઈ આવેલી વિકૃતિઓને શાંત પાડે છે તેમજ શરીરની અંદરના પિત્તપ્રકોપને પણ શાંત પાડી જ્વરને ક્રમે ક્રમે દુર કરે છે. આ દવાઓ જો કે ફીનાસીટીન તથા ક્વીનાઇન જેવી ચમત્કારી અસરકારી નથી તો પણ તે પ્રયોગોમાં આવતાં દ્રવ્યોના સંયુક્ત ગુણથી આ પ્રકારના તાવમાં ઘણો સારો ફાયદો કરે છે. અને જો તેની સાથે ક્વીનાઇનનો યોગ્ય પ્રમાણમાં યોગ કરવામાં આવેતો જાદુઇ અસર કરે છે. આ પ્રયોગોમાં મુખ્યત્વે કરીને કેટલાક ઉકાળાઓ છે અને તે અંગ્રેજી દાક્તરોના મિક્ષચરો જેવા છે. અને જો ધૈર્ય અને શ્રદ્ધાથી ઉપયોગ કરવામાં આવે તો જરૂર ફાયદો થાય છે. આ જાતના તાવમાં ઉપયોગી મુખ્ય ઉકાળાઓ નીચે પ્રમાણે છે.

**અમૃતાષ્ટક**—ગળો, લીમડાની અંતરછાલ, કડુ, નાગરમોથ, ઇન્દ્રજવ, શુંઠ, પટોળ તથા રતાંજલી. એ સર્વે દવાઓ સમભાગે લઇ તેમાંથી બએ તોલાનો ઉકાળો કરી સવાર સાંજ આપવો.

**ગુડુચ્યાદિ**—ગળો, ગરમાળાનો ગોળ, કાળીપાટ, શુંઠ અને કડુ. એ સર્વે દવાઓનો રીતસર ઉકાળો દીવસમાં બે વખત આપવાથી સારો ફાયદો થાય છે.

**ગુડુચ્યાદિ**—ગળો, ધાણા, નાગરમોથ, વાળો, શુંઠ, કાળોવાળો, ખડસલીયો, બીલીનોગરભ, અતિવિષ, કાળીપાટ, રતાંજલી, કડાછાલ, કરીયાતુ, અને ઇન્દ્રજવ. આ દવાઓનો ઉકાળો રીતસર આપવાથી ટાઇફોમેલેરીયલ જેવા તાવમાં પણ સારો ફાયદો થાય છે.

**અભયાદિ ક્વાથ**—હરડેદળ, મોથ, ધાણા, રતાંજલી, પદમક, અરડુશી, ઇન્દ્રજવ, વાળો, ગળો, ગરમાળો, કાળીપાટ, શુંઠ અને કડુ. આ દવાઓનો ક્વાથ એ દેશી વૈદકમાં દરેક જાતના તાવોનો એક ઉત્તમ ઉપાય છે. તેનાથી દરેક જાતના તાવો ક્રમે ક્રમે શાંત પડે છે

એટલુંજ નહીં પણ દરેક જાતના દુષ્ટ મેલેરીયા તાવમાં તેમજ દરેક જાતના સન્નિપાત જ્વરમાં પણ બહુ સારો ફાયદો કરે છે.

**પટોળાદિ ક્વાથ**—પટોળ, હરડે, બહેડાં, આંબળા, લીમડાની અંતરછાલ, દ્રાક્ષ, ગરમાળો, અરડુશી, આ સર્વે દવાઓનો ક્વાથ પણ સારો ફાયદો કરે છે.

**પટોળાદિ ક્વાથ**—ઇન્દ્રજવ, દેવદાર, હરડે, બહેડાં, આંબળાં, નાગરમોથ, દ્રાક્ષ, જેઠીમધ, ગળો, અને અરડુશીનાપાન, આ સર્વે દવાઓનો રીતસર ક્વાથ કરી બે વખત આપવાથી દરેક જાતના રીમીટન્ટ જ્વરમાં બહુ સારો ફાયદો કરે છે.

**Pernicious Malarial fevers—દુષ્ટ પ્રકારના પ્રાણઘાતક વિષમજ્વરો અથવા કાળ જ્વરો**—અત્યાર સુધી આપણે સામાન્ય પ્રકારના મેલેરીયા તાવો કે જેઓ સાધારણ રીતે સાધ્ય ગણાય છે અને ગોગ્ય ઉપચારથી શાંત પડી જાય છે તેની વાત કરી પણ તે શીવાય બીજા કેટલાક ઝેરી અને પ્રાણઘાતક મેલેરીયા તાવો પણ છે કે જેઓ મનુષ્યોને લાગુ પડી આવી તેઓનો તાત્કાલીક અંત લાવે છે. આ તાવો ઘણાંજ ભયંકર હોય છે અને તે પૈકી કેટલાક તો દુષ્ટ કોલેરા અગર પ્લેગની પેઠે મનુષ્યોને એકદમ મારી નાંખે છે. આ તાવોનું મુખ કારણ જો કે મેલેરીયાના જંતુઓ હોય છે, પણ તે કારણ આવા તાવોમાં બહુજ સખત પ્રકારનું હોય છે એટલે કે મોટા ભાગે મિશ્ર જંતુજન્ય તેમજ મોટા પ્રમાણમાં વ્યાપી ગયેલું હોય છે એટલે કે તે જંતુઓ તેમજ તે જંતુજન્ય વિષ Toxin શરીરની અંદર વહેતા સમગ્ર લોહીમાં પુર્ણ રીતે વ્યાપી થયેલું હોય છે એટલુંજ નહીં પણ શરીરની અંદરના કેટલાક ઉપયોગી અવયવોની અંદર વહન કરતી રક્તનળીયોમાં પણ વ્યાપી જવા પામી આવેલું હોય છે અને તે અવયવના કુદરતી કાર્યમાં પણ વિષમતા કરી નાંખેલી હોય છે. ઉપરના તાવો કેટલીક વાર સ્વતંત્ર રીતે પેદા થઇ આવે છે. તેમજ કેટલીક વાર રીમીટન્ટ જ્વર એટલે

સતત તેમજ સંતત જ્વરના પરિણામ રૂપ પણ થઇ આવે છે એટલુંજ નહીં પણ કેટલાક સામાન્ય પ્રકારના વિષમ જ્વરમાંથી પણ જો બેદરકારી રાખવામાં આવી હોય તો તેમાંથી પણ લાગુ પડી આવે છે. ઉપરના તાવો મોટા ભાગે ઉષ્ણકટીબંધમાં વધારે જોવામાં આવે છે તોપણ કેટલીક વાર આપણા દેશોમાં પણ કોઇ કોઇ મનુષ્યોને લાગુ પડી આવતા જોવામાં આવે છે. આપણા આર્ય વૈદ્યક શાસ્ત્રમાં જે શીતપુર્વજ્વર, ઉષ્ણપુર્વજ્વર, તથા વાતબલીસક તથા સપ્તધાતુગત જ્વરો ગણાવેલા છે પૈકીના આ જ્વરો કેટલેક અંશે હોય છે. આ જ્વરોની સંપ્રાપ્તિ વિષે વિદ્વાન મેનસન તથા કેસ્ટેલેની વીગેરે નીચે પ્રમાણે કહે છે.

Sometimes parasite may undergo its life history in the capillaries of some one organ in particular. When this happens, the organ in question suffers, not merely from acute poisoning with the malarial toxins, but also from lack of nutrition owing to the blocking of the capillaries by swollen endothelial cells and by blood-corpuscles filled with parasites, leucocysts, filled with pigment, free pigment and merozites. These two conditions produce symptoms indicating the organ effected, and moreover, produce a high mortality, hence the term pernicious fevers. In addition to this localized type, a large number of parasites in the general circulation may also cause pernicious symptoms.

Many writers have drawn attention to what are called pernicious attacks or pernicious sym-

ptoms—a series of phenomena, the possibility of the appearance of which, not only in the course of remittents but in the course of what is seemingly only an ordinary paroxysm of intermittent fever, should never be lost sight of by the practitioner in the tropical climates. These symptoms may supervene in apparantly mild cases and carry off the patient with horrifying suddenness–as suddenly as an attack of malignant cholera. The practitioner is always on the lookout for them and is always prepared with measures to meet them promptly when they threaten.

ઉપરની તકીકત પરથી સમજાય છે પર્નીશીઅસ જ્વરો મુખ્ય બે પ્રકારના હોય છે એટલે કે એક પ્રકારમાં દરદીનાં સમસ્ત લોહીમાં મેલેરીયાનુ વિષ વ્યાપ્ત હોઇ સર્વાંગ વ્યાપિ જ્વર હોય છે અને બીજા પ્રકારમાં મેલેરીયાનું વિષ સમસ્ત લોહીમાં વ્યાપી હોવા ઉપરાંત અમુક અમુક અવયવોમાં વધારે પ્રમાણુમાં વ્યાપ્ત થયેલું હોય છે અને તેને લીધે તે અવયવના કુદરતી કાર્યમાં functions ખાસ વિકૃતિ પામી આવી તે અવયવને લગતા ખાસ લક્ષણો જણાતાં હોય છે અને તે ઉપરથી વિદ્વાનોએ તેના મુખ્ય બે પ્રકારો પાડેલા છે જેવા કે:—

A. Pernicious fevers without local symptoms.
   1. Algide Pernicious fever.
   2. Diaphoretic Pernicious fever.
   3. Haemorrhagic Pernicious fever.
   4. Scarlatiniform Pernicious fever.

B. Pernicious fevers with local symptoms.
   1. With cerebro–Spinal symptoms.

2. With gastro-Intestinal symptoms.
3. With cardiac Symptoms.
4. With Pulmonary Symptoms.

અ. સ્થાનિક ઉપદ્રવો શીવાયના સર્વાંગ વ્યાપિ પર્નીશીઅસ જ્વરો.
૧ ઓલજીડ પર્નીશીઅસ જ્વર.
૨ ડાયાફોરેટીક એટલે પ્રસ્વેદકારી પર્નીશીઅસ જ્વર.
૩ હેમોરેજીક એટલે રક્તસ્રાવયુક્ત પર્નીશીઅસ જ્વર
૪ સ્કાર્લેટીનીફોર્મ એટલે શરીર પર રતાશ પડતા ચાઠાં નીકળી આવતો જ્વર

બ. સ્થાનિક ઉપદ્રવોયુક્ત પર્નીશીઅસ જ્વર.
૧ મગજ તથા કરોડ રજ્જુસ્થ ઉપદ્રવોયુક્ત જ્વર
૨ આમાશય તથા પકવાશયસ્થ ઉદ્રવોયુકત જ્વર
૩ હ્રદયસ્થઉપદ્રવોયુકત જ્વર
૪ ફેફસાના ઉપદ્રવો યુકત જ્વર

ઉપર પ્રમાણે હાલના વિદ્વાનોએ આ જ્વરના પ્રકારો તથા પેટા પ્રકારો પાડેલા છે અને તેની સંક્ષિપ્તમાં સમજણ નીચે પ્રમાણે છે:—

# Pernicious fevers without local symptoms.

## સ્થાનિક ઉપદ્રવો શીવાયના સર્વાંગ વ્યાપિ જ્વરો.

Algide=ઑાલજીડ જ્વરમાં ખાસ કરીને દુષ્ટ કૉલેરાના જેવા જ બધાં લક્ષણો જણાય છે અને તેના પરિણામે દરદી ગુજરી જાય છે.

Diaphoretic=ડાયાફોરેટીક એટલે પ્રસ્વેદકારી જ્વરમાં દરદીના શરીરમાંથી બેહદ પસીનો નીકળે છે અને તેનાથી દરદી ન્હાય

રહે છે એટલુંજ નહીં પણ તે પ્રમાણે પસીનો આવવો ચાલુજ રહી દરદી ભયંકર સ્થિતિમાં આવી પડે છે.

Haemorrhagic=હૅમોરેજીક એટલે રક્તશ્રાવયુક્ત જ્વરમાં દરદીને નાક, ફેફસાં, આંતરડાં, હોજરી, જનનેંદ્રિ તથા ત્વચા વીગેરેમાં રક્ત જ્વર યુક્ત સ્થિતિમાં ઓછા વધતા પ્રમાણમાં રક્તશ્રાવ થઇ આવી દરદી ભયંકર સ્થિતિમાં આવી પડે છે.

Scarlatinform=સ્કાર્લેટીનફોર્મ જ્વરમાં દરદીના શરીર પર રતાશ પડતાં ચાઠાંઓ નીકળી આવે છે અને તેમાંથી દરદીને ટાઇફોઇડ જ્વરના જેવાં લક્ષણો થઇ આવી મોટા ભાગે દરદી ગુજરી જાય છે.

## Pernicious fevers with local symptoms.

સ્થાનિક ઉપદ્રવોયુક જ્વરના પ્રકારો તથા પેટાપ્રકારો.

Fever with cerebro-Spinal symptoms—મગજ તથા કરોડરજ્જુસ્થ ઉપદ્રવોયુક્ત જ્વર. આ જ્વરમાં ખાસ કરીને મેલેરીયાના વિષની અસર મગજ તથા કરોડરજ્જુ પર થવા પામેલી હોય છે અને તેના લીધે એટલા બધાં ભયંકર અને વિચિત્ર લક્ષણો થાય છે કે તેનાં નામો આપવાં મુશ્કેલ થઇ પડે છે, તો પણ હાલના વિદ્વાનોએ તેનાં કેટલાંક ખાસ લક્ષણોપરથી નીચે પ્રમાણે પેટાપ્રકારો કહેલા છે અને તેના નામો તથા લક્ષણો નીચે પ્રમાણે છેઃ—

આ પ્રકારના જ્વરના મુખ્ય પેટા પ્રકારો.

૧. Comatoze pernicious fever = કૉમાટોઝ પર્નીશીઅસ ફીવર
૨. Delirious fever = ડીલીરીઅસ ફીવર
૩. Tetanic fever = ટીટેનીક ફીવર
૪. Eclemptic fever = એકલેમ્પ્ટીક ફીવર
૫. Meningitic fever = મેનીન્જાઇટીક ફીવર
૬. Hemiplegic fever = હેમીપ્લેજીક ફીવર
૭. Aphasic fever = એફેસીક ફીવર

૮. Amaurotic fever = ઍમોરોટીક ફીવર
૯. Bulbar fever = બલ્બર ફીવર
૧૦. Cerebellar fever = સૅરીબેલર ફીવર
૧૧. Ataxic fever = એટેક્ષીક ફીવર

મગજ તથા કરોડરજ્જુસ્થ વિષમજ્વરના તેનાં લક્ષણો પ્રમાણે વિદ્વાનોએ ઉપર પ્રમાણે મુખ્ય પ્રકારો કહેલા છે અને તેના સામાન્ય લક્ષણો નીચે પ્રમાણે છે.

Comatoze fever=કોમાટોઝ જ્વરમાં ઘણું કરીને જાણે દરદીએ અફીણ ખાધું હોય અને જેવાં લક્ષણો જણાય તેવાં લક્ષણો જણાય છે એટલે દરદી તદ્દન ઘેનમાં હોય છે. બોલાવતાં દરદી જવાબ આપી શકતો નથી પણ સેજ ગણગણાટ કરતો હોય છે. આ જ્વ-રમાંથી દરદી ભાગ્યેજ બચે છે.

Delirious fever=ડીલીરીઅસ જ્વરમાં પણ દરદીની દારૂના ઘેન જેવી સ્થિતિ થઇ જાય છે. પણ આખરે સંપૂર્ણ ઘેન જેવું થઇ આવી દરદી ગુજરી જાય છે.

Tetanic fever=ટીટેનીક જ્વરમાં દરદીને ધનુરવાનાં જેવાં બધાં લક્ષણો જણાય છે અને આખરે પ્રાણઘાતક નીવડે છે.

Eclemptic fever=એકલેમ્પ્ટીક જ્વર ઘણુંકરીને બાળકોને થાય છે અને તેમાં આંચકી જેવું થઇ આવી દરદી ગુજરી જાય છે.

Meningitic fever=મૅનીનજાઇટીક જ્વરમાં મગજના વર-મનાં સઘળાં લક્ષણો જણાઇ આવે છે અને દરદી આખરે ગુજરી જાય છે.

Hemiplegic fever=હેમીપ્લેજીક જ્વરમાં દરદીને એકા-એક અર્ધાંગવા જેવું થઇ આવે છે અને દરદી ભયમાં આવી પડે છે.

Aphasic fever=એફેસીક જ્વરમાં દરદીને પક્ષાઘાત જેવું જણાઇ આવે છે.

Amaurotic fever=ઍમોરોટીક જ્વરમાં મોટા ભાગે દરદીની દ્રષ્ટી ખરાબ થઇ જાય છે એટલે કે દરદી આંધળા જેવો થાય છે.

સાધારણ મેલેરીયાનું વિષ જો વધારે પ્રમાણમાં લોહીમાં વ્યાપ્ત થયું હોય તો ઘણાં દરદીઓને આંખની રક્ત નળીઓમાં ફુટ થઇ આવી દ્રષ્ટીનો નાશ થાય છે. આ પ્રમાણે વધારે પ્રમાણમાં ક્વીનાઇન ખાવાથી પણ ઘણાં મનુષ્યોને અંધાપો થઇ આવે છે. મેલેરીયાના વિષથી થતા અંધાપામાં તથા ક્વીનાઇનથી થતા અંધાપાના લક્ષણોમાં કેટલોક ફેર હોય છે. આ ફેરફાર વિદ્વાનો કેટલાક લક્ષણો પરથી જાણી શકે છે.

**Bulbar fever**=બલ્બર જ્વરમાં ઘણું કરીને દરદીને ચહેરાના પક્ષઘાતના ચિન્હો જણાય છે એટલે કે દરદી બરોબર બોલી શકતો નથી તેમજ દરદીનું ગળું બંધ જેવું થઇ આવી ગળેથી કોઇ પણ ચીજ સહેલથી ઉતરી શકતી નથી.

**Cerebellar fever**=સેરીબેલર જ્વરમાં દરદીને મગજની નબળાઇનાં ઘણાંખરાં ચિન્હો જણાઇ આવે છે.

Ataxic fever=એટેક્ષીક જ્વરમાં પણ દરદીને બલ્બરજ્વરનાં બધાં લક્ષણો થઇ આવે છે. તે શીવાય બીજા પણ વાતજન્ય લક્ષણો જણાય છે.

ઉપર કહ્યા પ્રમાણે મગજ તથા કરોડરજ્જુસ્થ જ્વરના સામાન્ય પ્રકારો તથા લક્ષણો છે અને તે ધ્યાનમાં રહે તેટલા માટે વિદ્વાનોના કહેવા પ્રમાણે સંક્ષિપ્તમાં આપ્યાં છે.

**Pernicious fever with gastro-intestinal spm ptoms—આમાશય તેમજ પકવાશયસ્થ જ્વર**–ઉપરના જ્વરના પણ વિદ્વાનોએ નીચે પ્રમાણે પેટા પ્રકારો કહેલા છે.

૧ Choleraic Pernicious fever = વિષૂચિકાયુક્ત જ્વર
૨ Dysenteric fever = આમાતિસાર અથવા મરડાયુક્ત જ્વર
૩ Haemorrhagic Pancreatitis=હેમોરેજીક પેન્ક્રીએટાઇટીઝ
૪ Peritonitic fever = પેરીટોનાઇટીક જ્વર,

Choleraic=કોલેરીક એટલે વિષુચીકા યુક્ત જ્વરમાં કોલેરાના ઘણાંખરાં લક્ષણો જણાઇ આવે છે અને દરદી તેનાથી ગુજરી જાય છે.

Dysenteric=મરડાયુક્ત જ્વરમાં દરદીને મરડાના ઘણાંખરાં લક્ષણો જણાય છે. એટલે ઝાડામાં લોહી તથા જળસ વીગેરે પડે છે તેમજ મરડાનાં બીજાં લક્ષણો જણાય છે.

Haemorrhagic Pancreatitis=આ જાતના જ્વરમાં રક્તશ્રાવયુક્ત પેંક્રીયાઝના વરમ જેવાં લક્ષણો જણાય છે. તેમજ કોઇ કોઇ કેસમાં ઝાડાના અવરોધ જેવું જણાય છે.

Peritonitic=પેરીટોઇનાઇટીક જ્વરમાં પેરીટોઇનાઇટીઝનાં સઘળાં લક્ષણો જણાય છે.

**Pernicious fevers with cardaic Symptoms**

**હૃદયસ્થ લક્ષણોયુક્ત જ્વર**—આ જાતના જ્વરમાં હૃદયની વૃદ્ધિ જેવું થઇ આવે છે, તેમજ હૃદયની પીડા જણાય છે. તેમજ કોઇ કોઇ વાર લોહીની ઉલટી જેવું પણ થાય છે અને મોટા ભાગે દરદી ગુજરી જાય છે.

Pernicious fevers with Pulmonary symptoms

ફેફસાનાં વિકારોયુક્ત જ્વર.

આ જાતના જ્વરમાં દરદીને મોટા ભાગે ન્યુમોનીયા અગર પ્લ્યુરાઇટીઝ જેવું જણાય છે, તેમજ કોઇ કોઈ વાર બ્રોંકોન્યુમોનીયા જેવું પણ જણાય છે

આ શીવાય કોઇ કોઇ દરદીને એપેન્ડીક્ષમાં વિકૃતિ જણાઇ આવે છે. તેમજ કોઇ કોઇને અંડકોષને લગતાં ચિન્હો orchitic Symptoms પણ જણાય છે.

એકંદરે આ જ્વર ઘણો ભયંકર છે અને તેમાં અનેક જાતના પ્રાણઘાતક લક્ષણો જણાય છે અને તેનું નિદાન તેમજ ચિકિત્સા કરવી ઘણીજ મુશ્કેલ છે.

**Treatment of Pernicious fever દરેક જાતના પર્નીશીઅસ તાવોનો સામાન્ય ચિકિત્સાક્રમ**–દરેક જાતના પર્નીશીઅસ વિષમ જ્વરોની ચિકિત્સા માત્ર ધૈર્યવાન અને અનુભવી ચિકિત્સકની દેખરેખ નીચેજ કરવી જોઇએ કારણ કે આ વ્યાધિઓમાં એટલા બધા વિચિત્ર પ્રકારનાં લક્ષણો તેમજ તેમાં શરીરના એટલા બધા અવયવો એકી સાથે સંડોવાય છે કે તેમાં બીજા અનુભવી તથા ઉતાવળીયા ચિકિત્સક કેટલીકવાર ગંભીર ભુલ કરી નાંખે છે એટલુંજ નહીં પણ કેટલીકવાર તાવ ઉતારવા માટે આડી અવળી તેમજ હૃદયને નબળું પાડનારી દવાઓ વાપરવા લલચાઇ જાય છે. બીજું આ વ્યાધિમાં અનેક જાતના લક્ષણો જણાય છે તેમજ અનેક જાતના અવયવો એકી સાથે સંડોવાય છે. તેથી તેનો એકજ જાતનો ચિકિત્સા ક્રમ હોતો નથી પણ માત્ર લાક્ષણીક ચિકિત્સાનો symptomatic treatment આશ્રય લેવો પડે છે એટલે કે જે લક્ષણો વધારે ઉગ્ર સ્વરૂપમાં હોય, તેમજ અવયવ વધારે સંકોચાયેલું હોય તેના પર પ્રથમ ધ્યાન દેવું પડે છે. ઉપર કહ્યા પ્રમાણે જો કે આ વ્યાધિમાં અનેક લક્ષણો થાય છે પણ તે સર્વેમાં સખત પ્રકારનો જ્વર Hyperpyrexia એ સર્વે પ્રકારમાં એક મુખ્ય લક્ષણ હોય છે અને પ્રથમ તે શાંત અગર કમી કરવા દરેક ચિકિત્સકનું પ્રથમ ધ્યાન ખેંચાય છે અને નિયમ પ્રમાણે ખેંચાવુંજ જોઇએ પણ તે બાબત કહેવાનું જે જ્વરને પછી તે બહુ સખ્ત હોય અગર થોડો હોય તો પણ એકદમ એન્ટીપાઇરીન તથા ફીનાસીટીન વીગેરે સખત દવાઓ આપીને ઉતારવો નહીં, કારણ કે એન્ટીપાઇરીન વીગેરે દવાઓ હૃદયને નબળું પાડનારી છે અને તેનાથી ફાયદાને બદલે નુકશાન થવા સંભવ છે, વળી આવા જંતુજન્ય વિષ યોગથી થતા જ્વરમાં કેટલોક ફાયદો પણ છે એટલે કે તેવા જ્વરથી લોહીમાંના રોગ જંતુઓનો કેટલેક અંશે નાશ થાય છે તેમજ પસીના વડે તેનું ઝેર Toxin કમી થાય છે અને તેથી હાલના વિદ્વાનોનું કહેવું એ છે કે જ્વરની ગરમી સખત

દવાઓથી કમી કરવી નહીં પણ બીજા ઉપાયો વડે તે ગરમી ક્રમે ક્રમે કમી થાય તેમ કરવું, એટલે કે ગરમીની પેદાશ થતી એકદમ બંધ કરીને તાવ ઉતારવો નહીં.

The modern doctrine of fever is that it is a protective process. We should therefore never use drugs which check heat production, but should rely, for the reduction of temperature, upon those means which promote the dissipation of heat without influencing its production.

ઉપર પ્રમાણે તાવ ઉતારવા માટે વિદ્વાનોનો મત એવો છે કે એન્ટીપાઇરીન જેવી દવાઓથી તાવ ઉતારવો નહીં પણ બીજા ઉપાયોથી ઉતારવો જોઇએ અને તેને માટે મોટા મોટા વિદ્વાનો ઠંડા પાણીનો ઉપયોગ શ્રેષ્ટ ગણે છે એટલે કે Spounge bath, cold pack or Emmersion bath. સ્પંજબાથ, કોલ્ડપૅક અગર ઇમર્શનબાથ વીગેરેનો ઉપયોગ કરવા જણાવે છે. એટલે કે વાદળીના કટકા વડે શરીર લુંછવાનો, અગર ઠંડા પાણીનો પાટો પેટપર બાંધવાનો અગર તો સખત તાવ હોય તો અને દરદી શકિત-વાન હોય તો ઠંડા પાણીમાં અમુક રીતે દરદીને રાખવાની ક્રિયાનો ઉપયોગ કરવા ભલામણ કરે છે. આ બધી ક્રિયાઓ અનુભવી ચિ-કિત્સક અગર નર્સની મારફત કરવા જેવી છે. કારણ કે બીન અનુભવીથી તેમાં કેટલીકવાર નુકશાન થઇ જવા સંભવ છે. બીજું આવા તાવોમાં જ્યારે જ્યારે તાવ સેજસાજ નરમ પડે ત્યારે ત્યારે યોગ પ્રમાણમાં ક્વીનાઇન આપવાની જરૂર છે એટલુંજ નહિ પણ ક્વીનાઇનથી દરદીનું લોહી પુર્ણ રીતે વ્યાપ્ત કરી દેવું જોઇએ કારણ કે ક્વીનાઇન વીના આવા તાવો શાંત પડતા નથી, માટે આ વ્યાધિમાં જણાતાં દરેક લક્ષણો ધ્યાનમાં રાખી તેની લાક્ષણિક ચિકિત્સા કરવી.

**Malarial cachexia or Chronic Malaria—જીર્ણ મેલેરીયા અથવા મેલેરીયાના વિષયુક્ત જીર્ણ શારીરિક સ્થિતિ**—જીર્ણ મેલેરીયા એ કાંઈ ખાસ જુદો વ્યાધિ નથી, પણ એક વખત સખત તાવ આવી ગયા પછી અગરતો નાના મોટા મેલેરીયા તાવના ઉપરા ઉપરી અને અવાર નવારના હુમલાઓ પછી અગર તો મેલેરીયા યુકત પ્રદેશમાં બહુજ લાંબો વખત રહ્યા પછી શરીરમાં જે જીર્ણ વિકૃતિ રહે છે તેમજ જે અનેક પ્રકારના વિલક્ષણ શારીરિક ઉપદ્રવો જણાય છે તેવી સ્થિતિને જીર્ણ મેલેરીયા કહેવામાં આવે છે. ઉપર કહેલી સ્થિતિ મોટા ભાગે અનેક વખતના તાવના હુમલાઓને અંતેજ થવા પામે છે તો પણ કેટલીકવાર કોઈ કોઇને ઘણા લાંબા વખત પર એકાદવાર મેલેરીયા તાવ આવી ગયો હોય છે અને તે તાવ ઉતરી જઇને તે તદ્દન ભુલી જવા પામ્યો હોય છે તો પણ તે દીવસથી જીર્ણ મેલેરીયાના થોડા થોડા ઉપદ્રવો શરૂ થવા પામ્યા હોય છે. આ શીવાય કેટલાક મનુષ્યોને સખત મેલેરીયાવાળા પ્રદેશમાં બહુજ લાંબો વખત રહેવાથી વગર તાવ આવ્યે પણ તેના શરીરમાં જીર્ણ મેલેરીયાની સ્થિતિ શરૂ થવા પામેલી હોય છે એટલે કે તેવી હવાની અસરથી તેના લોહીમાં મેલેરીયાનું વિષ મિશ્ર થવા પામ્યું હોય છે અને અમુક વખતે તેને જીર્ણ મેલેરીયાની અસર જણાવા માંડી હોય છે.

આ શીવાય કેટલાક વિદ્વાનોએ એવી પણ શોધ કરી છે કેટલાક બાળકોને માતાના ગર્ભમાંથીજ જીર્ણ મેલેરીયાની અસર લાગુ થવા પામેલી હોય છે એટલે કે જે સ્ત્રીઓને સગર્ભાવસ્થામાં મેલેરીયા તાવ લાંબો વખત ચાલુ રહેવા પામ્યો હોય તેના ગર્ભને પણ કેટલીકવાર મેલેરીયાની અસર લાગુ પડી જવા પામે છે; અને તે પ્રમાણે તેમણે નાના બાળકોના એટલે કે ત્રણ ચાર મહીનાના બાળકોના પેટમાં બરોળની વૃદ્ધિ થયેલી જોયેલી હોવાથી નિર્ણય કર્યો છે. આ પ્રકારના તાવને Congenital malaria કોનજીનીટલ મેલેરીયા કહેવામાં આવે છે.

ઉપર કહ્યા પ્રમાણે મેલેરીયાના વિષયુકત શરીરની સ્થિતિ થયા બાદ શરીરમાં જીર્ણ મેલેરીયા ઘર કરીને રહે છે અને એક પછી એક શરીરના મુખ્ય અવયવો જેવા કે બરોળ, યકૃત, આંતરડા, મુત્રાશય મુત્રપીંડ અને ફેફસાં વીગેરે બહુજ વિકૃતિ પામી આવતા જાય છે અને તેમાં બરોળ તથા યકૃત પર તેની ખાસ અસર થઇ આવી તેની વૃદ્ધિ થઇ આવે છે. તે અવયવો વધીને બહુ મોટા થાય છે અને લોહીમાં વિકૃતિ થઇ આવી દરદીને દુષ્ટ પાંડુ રોગના બધાં ચીન્હો જણાય છે અને દરદીના ચહેરાપરથી જીર્ણ મેલેરીયાની અસર જણાઇ આવે છે, દરદીનું શરીર નિસ્તેજ, ફીકકું અને નિર્માલ્ય લાગે છે, કોઇ પણ જાતના કામકાજ કરવાની તાકાત રહેતી નથી, જરાતરા કામકાજ કરતાં પણ શ્વાસ ચડી આવે છે. અને સેજસાજ કારણથી તાવ આવી જાય છે. ઉપર કહ્યા પ્રમાણે ચિન્હો આવા દરદીને જણાય છે અને જો તેનો વખતસર અટકાવ ન થાય તો દીવસે દીવસે દરદીનું શરીર ક્ષીણ થતું આવે છે, દરદીને ભુખ લાગતી નથી, ઝાડો કબજ રહે છે, પેટમાં વાયુનું જોર રહે છે અને આ પ્રમાણે ચાલતાં આખરે દરદીને દુષ્ટ પાંડુરોગ અગર તો ક્ષય રોગ જેવું થઇ આવી દરદી ઘસાઇને મરણ પામે છે.

## Principal symptoms as well as consequences of Chronic Malaria.

## જીર્ણ મેલેરીયાના મુખ્ય લક્ષણો તેમજ પરિણામ રૂપ જણાતા મુખ્ય ઉપદ્રવો.

Hectic fever–જીર્ણજ્વર–સખત તેમજ જીર્ણજ્વર એ જીર્ણ મેલેરીયાનાં મુખ્ય લક્ષણો તેમજ મુખ્ય કારણો રૂપ હોય છે,

એટલે કે જીર્ણ મેલેરીયાનું મુળ અગાઉના સખત તેમજ હલકા પ્રકારના મેલેરીયા તાવના હુમલાઓમાંથી રોપાયેલું હોય છે અને તે પ્રમાણે મેલેરીયાનું મુળ રોપાયા બાદ જીર્ણ મેલેરીયા લાગુ થયા પછી પણ જ્વર ઓછા વધતા પ્રમાણમાં કાયમ ચાલુ રહેવા પામે છે એટલે કે આવી સ્થિતિ લાગુ થયા બાદ મોટા ભાગે દરદીને તાવ જીર્ણ સ્વરૂપે હમેશાં ચાલુ આવતો હોય છે. આ તાવ કોઇ કોઈવાર બહાર જણાઇ આવે તેવો હોય છે અને કોઇ કોઇ વાર તો માત્ર દરદીનું શરીર સહેજ તપેલા જેવુંજ જણાય છે એટલે કે તાવ બહાર દેખાતો નથી પણ માત્ર દરદીનેજ હાથપગની બળત્રા વીગેરેથી ખબર પડે છે કે પોતાના શરીરમાં થોડો ઘણો તાવ છે, એટલે કે તાવ ગુપ્ત હોઈ દરદીની રગેરગમાં મેલેરીયાનું વિષ Toxin વ્યાપ્ત થઈ ગયેલું હોય છે. આ શીવાય કોઇ કોઈ દરદીને થોડા થોડા દીવસના અંતરે સેજસાજ કારણ મળતાં તાવના નાના હુમલાઓ જણાઇ આવે છે કે જેઓ કવીનાઇન વીગેરે દવાના સેવનથી તરતજ દબાઈ જાય છે. ટુંકામાં કહેવાનું જે જીર્ણ મેલેરીયાની સ્થિતિ પ્રાપ્ત થતાં તાવ દેખાઇ આવે તેવો હોય અગર તો ગુપ્ત પ્રકારનો હોય તોપણ દરદીનું લોહી મેલેરીયાના વિષથી સંપૂર્ણ વ્યાપ્ત હોય છે અને તે પ્રમાણે લાંબો વખત ચાલતાં દરદીને નિયમિત રીતે હમેશાં એક વખત સુક્ષ્મ પ્રમાણમાં તાવ આવી જાય છે. આ તાવ ખાસ કરીને અમુક વખતેજ આવે છે એટલે કે મધ્ય રાત્રીથી તે બપોરના બાર વાગ્યા સુધીમાં આવી જઇને થોડો ઘણો પસીનો વળી ઉતરી જાય છે. આવી જાતનો જીર્ણજ્વર બીજા ઘણા વ્યાધિઓ જેવા કે ક્ષયરોગ, યકૃતનો જીર્ણ વરમ તથા તેવા બીજા જીર્ણ વ્યાધિમાં પણ આવી જાય છે અને તેને તેમાંથી ઓળખવો મુશ્કેલ થઈ પડે છે; પણ નિયમ તરીકે આ જાતનો તાવ સવારના ભાગમાં આવે છે અને તાવ ઉતરવાનો હોય ત્યારે પસીનાની સાથે તાવ ઉતરી જાય છે, જ્યારે ક્ષય તથા યકૃતના ગડ વીગેરેનો તાવ સાંજના વખતે આવે છે તેમજ તેમાં થોડો ઘણો પસીનો ચાલુજ હોય છે.

**Enlarged Spleen–બરોળની વૃદ્ધિ**–બરોળની વૃદ્ધિ થવી એ મેલેરીયા તાવનું એક મુખ્ય લક્ષણ તેમજ એક મુખ્ય પરિણામ છે. સખત તેમજ હલકા પ્રકારના મેલેરીયા તાવમાં નિયમ તરીકે તાવની સખતાઈના પ્રમાણમાં બરોળ પર ઓછી વધતી અસર જરૂર થાય છે. જો તાવ સાધારણ પ્રકારનો હોઇ માત્ર થોડા દીવસ ચાલુ રહેવા પામ્યો હોય તો બરોળની વૃદ્ધિ હલકા પ્રકારની થવા પામે છે તેમજ યોગ્ય ઉપાયથી જલદી શાંત પણ પડી જાય છે, પણ જો તાવ ઘણો સખત હોય તેમજ ઘણો લાંબો વખત ચાલુ રહ્યો હોય તો તાવના પ્રમાણમાં બરોળ ઘણી મોટી થઇ આવે છે અને આવી રીતે વધેલી બરોળ મટવી મુશ્કેલ થઈ પડે છે. મેલેરીયા તાવને અને બરોળને ઘણો નિકટનો સંબંધ છે એટલે કે થોડા ઘણા તાવથી પણ બરોળપર અસર થવા પામે છે. કેટલીકવાર તો માત્ર એકજ વખત તાવ આવી જઇને તે શાંત પડી ગયો હોય તો પણ તેની અસર બરોળ પર તો ચાલુ રહેવા પામેલી હોય છે એટલે કે તે થોડી ઘણી મોટી રહેલી હોય છે. મેલેરીયા તાવ તથા બરોળને એટલો બધો નિકટનો સંબંધ છે કે કેટલીકવાર સગર્ભાવસ્થામાં જે સ્ત્રીઓને મેલેરીયા લાગુ થયો હોય તેનાં બચ્ચાંઓને પણ જનમ્યા પછી થોડા મહીનામાંજ પેટમાં બરોળ વધેલી હોય તેમ જોવામાં આવે છે.

તાવના પ્રમાણમાં નિયમ તરીકે બરોળ ઓછી વધતી વધી આવે છે એટલે કે મોટા ભાગે સાધારણ પ્રમાણમાં વધે છે અને દરદીને વધારે અડચણ આવતી નથી, પણ કોઇ કોઇવાર તો તે ઘણી મોટી થવા પામે છે અને તેના લીધે આખું પેટ છવાઇ જાય છે. આવી રીતે વધેલી બરોળ ઘણીજ ત્રાસદાયક અને ભયંકર થઇ પડે છે એટલે કે આવી જાતની બરોળપર જરા પણ ધક્કો અગર આઘાત લાગે તો ઘણીવાર દરદીનું શરીર જોખમમાં આવી પડે છે. એટલુંજ નહીં પણ ઘણાં મનુષ્યોના મૃત્યુઓ પણ થઇ આવે છે, અને તેટલા માટે બરોળવાળા મનુષ્યોએ કોઇ પણ જાતની સખત કસરત કરવી નહીં તેમજ વધારે પડતો પરિશ્રમ લેવો નહીં.

સામાન્ય રીતે મેલેરીયાવાળા પ્રદેશોમાં ઘણાં મનુષ્યો બરોળીયા એટલે કે ઓછા વધતા પ્રમાણમાં વધેલી બરોળવાળા જોવામાં આવે છે અને તે પ્રમાણે આપણા દેશ પૈકી વીરમગામ, ધોળકા તથા ભાલ વીગેરે પ્રદેશોમાં ઘણાં મનુષ્યો તેવી રીતે વધેલી બરોળવાળા જોવામાં આવે છે તેમજ ફીક્કા અને ફેફરેલ ચ્હેરાવાળા એટલે પાંડુરોગના જેવા લક્ષણો સહિત જોવામાં આવે છે. આવા પ્રદેશોમાંનું વાતાવરણ મેલેરીયાના વિષથી વ્યાપ્ત હોય છે અને તેના લીધે ઘણાં મનુષ્યો સહેલથી મેલેરીયાના ભોગ થઇ આવે છે અને તેના પરિણામે તેમને બરોળની વૃદ્ધિ થવા પામેલી હોય છે.

**Hepatic enlargement or Enlarged liver–યકૃતની** વૃદ્ધિ–સામાન્ય રીતે મેલેરીયા તાવ જો વધારે વખત ચાલુ રહેવા પામ્યો હોય તો બરોળની પેઠે યકૃત Liver ની પણ વૃદ્ધિ થઇ આવે છે, જો કે બરોળ કરતાં પ્રમાણમાં યકૃતની વૃદ્ધિવાળા ઘણા ઓછા મનુષ્યો જોવામાં આવે છે તોપણ વહેલા મોહોડી યકૃત પર અસર થયા વીના રહેતી નથી. યકૃતની વૃદ્ધિ એ એક બહુ ત્રાસદાયક વ્યાધિ છે કારણકે તેની વૃદ્ધિની સાથે તેનો પાક થઇ આવવા સંભવ રહે છે અને તેથી કેટલીકવાર યકૃતના સખત વ્યાધિઓ જેવા કે યકૃતનો વરમ તથા કેટલીક જાતના ઉદરરોગો Ascites પણ થઇ આવે છે.

**Anaemia–પાંડુરોગ**–પાંડુરોગ એ મેલેરીયાનું એક મુખ્ય લક્ષણ તેમજ એક અંતિમ પરિણામ છે. સામાન્ય રીતે માત્ર બે ત્રણ દીવસના તાવથી પણ લોહીપર અસર થઇ આવી શરીરમાં ઓછી વધતી પાંડુતા આવી જાય છે એટલેકે શરીરમાં ઓછી વધતી ફીકાશ આવી જાય છે, પણ જો તે પ્રમાણે વધારે વખત તાવ ચાલુ રહેવા પામે તો ખાસ કરીને પાંડુ રોગ તેના સંપુર્ણ સ્વરૂપમાં જણાઈ આવે છે એટલુંજ નહી પણ કેટલીકવાર તો દુષ્ટ પાંડુરોગ Pernicious anaemia જેવું થઈ આવે છે. પાંડુ રોગ લાગુ પડતાં

દરદીના લોહીમાંથી રાતા રજકણો કમતી થઇ જાય છે અને તેના લીધે શરીરમાં અનેક જાતની વિકૃતિ થઇ આવી પરિણામે દરદી ગુજરી જાય છે.

**Nephritis or Bright's diseases–બ્રાઇટિસ ડીસીઝીઝ**–યકૃતના વરમની પેઠે જીર્ણ મેલેરીયાને લીધે કેટલીકવાર મુત્રપીંડનો પણ વ્યાધિ થઇ આવે છે એટલેકે મુત્રપીંડનો વરમ કે જેને નીફ્રાઇટીઝ અથવા બ્રાઇટસ ડીઝીઝ કહે છે તે સખત અગર જીર્ણ સ્વરૂપમાં જણાય છે. અને તે પ્રમાણે મેલેરીયાવાળા પ્રદેશોમાં આવા દરદીઓ ઘણા મોટા પ્રમાણમાં મળી આવે છે. માટે તેવા વ્યાધિના ઉપચાર કરતાં મેલેરીયા તેનું એક કારણ હોય તેમ ખ્યાલ રાખીને કામ લેવું જોઇએ.

**Malarial neuroses and skin affection–કેટલીક જાતના વાતજન્ય તેમજ ત્વચાના ઉપદ્રવો**–જીર્ણ મેલેરીયા લાગુ પડયા બાદ દરદીને અનેક જાતના વાતજન્ય ઉપદ્રવો જેવા કે નિયમિત માથાનો દુખાવો હૃદયનો ધપકારો વીગેરે જણાઇ આવે છે એટલે કે જેમ એકાંતરીયો અને ચોથીયો તાવ નિયમિત વખતે આવી જાય છે તેવીજ રીતે નિયમિત માથાનો દુખાવો વીગેરે પણ જણાય છે, તેવીજ રીતે નિયમિત દરદીને ઝાડો, ઉલટી તથા પેટનો દુખાવો વીગેરે પણ વખતો વખત જણાઇ આવે છે, તે શીવાય ચામડીના કેટલાક ઉપદ્રવો જેવા કે શીળસ તથા ખરજવું વીગેરે વ્યાધિઓ પણ નિયમિત થઇ આવે છે અને પાછા શાંત પડી જાય છે. મેલેરીયાનું જોર કમતી પડતાં દરદીને વખતો વખત બરો મુતરી આવ્યા જેવું Herpetic erruptions જેવું થઇ આવે છે. આવી રીતે બરોમુતરીજવો તે મેલેરીયા તાવની એક ખાસ નીશાની છે.

**Haemorrhages-રક્તશ્રાવ**-મેલેરીયાના વિષથી મનુષ્યનું શરીર વ્યાપ્ત થતાં તે દરદીને વખતો વખત અનેક માર્ગેથી લોહી-

શ્રાવ થવાની ધાસ્તિ રહે છે, અને તે પ્રમાણે ઘણાં દરદીઓને વખતે વખત નસકોરી ફુટી આવે છે, કોઇ કોઇને મુખ માર્ગે પણ લોહી પડે છે અને કોઇ કોઇને પીશાબ માર્ગે પણ લોહી પડે છે, તેવીજ રીતે આવા દરદીઓ પૈકી કોઇને સાધારણ ઓપરેશન કરવામાં આવ્યું હોય તો તેનું લોહી એકદમ બંધ થતું નથી. દાખલા તરીકે આવા દરદીને એકાદ દાંત પાડયો હોય તો કોઇ કોઇ વાર તે ત્રાસદાયક થઈ પડે છે. આ પ્રમાણે હોવાથી જીર્ણ મેલેરીયાવાળા દરદીનું ઓપ-રેશન કરતાં બહુ ખ્યાલ રાખવાની જરૂર છે.

**જીર્ણ મેલેરીયાના પરચુરણ ઉપદ્રવો**—જીર્ણ મેલેરીયા લાગુ પડતાં અનેક જાતના ઉપદ્રવો જણાય છે. જે જુવાન સ્ત્રી પુરૂષને મેલેરીયા લાગુ પડવા પામ્યો હોય અને તેઓ જુવાનીમાં આવતા જતા હોય તેઓના શરીરનો વિકાસ જેવો જોઈએ તેવો થતો નથી પણ મેલેરીયાના વિષને લીધે તેઓનાં શરીરનો બાંધો ઘણોજ નબળો રહેવા પામે છે. તે શીવાય જીર્ણ મેલેરીયાવાળા દરદીની જઠરાગ્નિ તદ્દન મંદ થઈ જાય છે, તેમજ તેઓને વખતો વખત ઝાડા તથા મરડા જેવું થઈ આવે છે, તે શીવાય કેટલાકને હૃદયના કેટલાક વ્યાધિઓ થઇ આવે છે તેમજ અનેક જાતના ઉદરરોગ તથા શોથ રોગ જેવું જણાઈ આવે છે તેજ પ્રમાણે કોઇ કોઇને જીર્ણ વધરાવળનો રોગ orchitis જેવું થઈ આવે છે. તે શીવાય કોઈ કોઇને ફેફસાના વ્યાધિઓ જેવા કે જીર્ણ બ્રોંકાઈટીસ તથા દમ જેવું પણ જણાઇ આવે છે તેમજ કોઇ કોઇને પરિણામે ન્યુમોનીયા જેવું પણ થઈ આવે છે. ટુંકામાં જીર્ણ મેલેરીયાના લીધે અનેક જાતના નાના મોટા વ્યાધિઓ લાગુ પડી આવી દરદી ત્રાસદાયક રીતે મૃત્યુ પામે છે.



# Diagnosis and Prognosis of chronic malaria.

## જીર્ણ મેલેરીયાનો રોગવિનિશ્ચય તથા પરિણામવિચાર.

જીર્ણ મેલેરીયા કેટલીક વાર ઓળખવો મુશ્કેલ થઈ પડે છે કારણ કે તેવી જાતનો જ્વર બીજા કેટલાક વ્યાધિઓ જેવા કે ક્ષય-રોગ, યકૃતનો પાક તેમજ શરીરની અંદરના કેટલાક મર્મસ્થાનોના જીર્ણ પાક Imflamationની અંદર પણ જોવામાં આવે છે. માટે શક પડતું લાગે તો દરદીના લોહીનો તપાસ કરાવવો તેમજ બરોળ વીગેરેની તપાસ કરવી. અને તે પ્રમાણે તપાસ કરવાથી મેલેરીયાનું નિદાન થઈ શકે છે.

વ્યાધિપરિણામ વિષે પણ કેટલોક વીચાર કરવાનો છે, એટલે કે વ્યાધિ સાધ્ય લાગે છે કે અસાધ્ય લાગે છે, તે બાબતનો પણ દરદીના દેખાવ પરથી તેમજ વ્યાધિના સ્વરૂપ પરથી નિર્ણય થઈ શકે છે. એકંદરે જો પુરતી કાળજી રાખવામાં આવે તો આ વ્યાધિ અસાધ્ય નથી.

**Treatment of chronic malaria or Malarial cachexia-જીર્ણ મેલેરીયા જ્વરનો સામાન્ય ચિકિત્સાક્રમ**—જીર્ણ મેલેરીયા એ ઘણોજ વિષમ વ્યાધિ છે અને તેથી સારવાર કરતાં ચિકિત્સક તેમજ ઘરનાં મનુષ્યો કંટાળી જાય છે. આ વ્યાધિ કાંઇ થોડા દીવસનું પરિણામ હોતું નથી પણ તેનું મુળ ઘણાં લાંબા વખતથી રોપાયેલું હોય છે અને ઘણાં લાંબે વખતે આ વ્યાધિ તેનાં ખરા સ્વરૂપમાં આવવા પામ્યો હોય છે. આ વ્યાધિના જોકે અનેક ઉપાયો છે તો પણ સૌથી ઉત્તમ અને પ્રથમ ધ્યાન આપવા જેવો

ઉપાય હવાફેરનો છે એટલે કે જેમ બને તેમ જલદી દરદીને મેલેરીયાયુક્ત પ્રદેશમાંથી ખસેડી કોઇ સારા અને ઉત્તમ સ્થળે લાવવો તે સૌથી પ્રથમ કરવા જેવું છે. અને તે પ્રમાણે ઉત્તમ સ્થળે લાવવાથી પહેલે દીવસથીજ તેના વ્યાધિમાં થોડો થોડો ફેર પડવા માંડે છે એટલે કે દરદીનું મન આલ્હાદમાં આવી જઇ તેનો વ્યાધિ મટી જવાની આશા બંધાય છે.

આ વ્યાધિમાં હમેશાં દરદીને થોડો થોડો તાવ આવી જાય છે માટે દરદીને હમેશાં કોઇ પણ જ્વરઘ્ન દવા જેવી કે મહાસુદર્શન, કવીનાઇન, કરીયાતુ તથા ગળો વીગેરે પૈકીની કોઈ પણ બનાવટ હમેશાં યોગ્ય પ્રમાણમાં દીવસમાં બે ત્રણ વખત આપવી જોઇએ; તે સાથે એટલું પણ યાદ રાખવું કે જો તે દવાઓ પૈકી કવીનાઈન અગાઉ વધારે પ્રમાણમાં આપવામાં આવ્યું હોય તો વધારે પ્રમાણમાં કવીનાઇન નહીં આપતાં તેને બદલે માત્ર કરીયાતુ, ગળો તથા લીંમડો વીગેરેનીજ બનાવટો આપવી કારણ કે વધારે પ્રમાણમાં કવીનાઇન આપવાથી કેટલીક વાર નુકશાન થઇ જાય છે. વધારે પ્રમાણમાં કવીનાઇન આપવાથી નુકશાન થાય છે એટલુંજ નહીં પણ કેટલીક વાર વ્યાધિનુંમુખ્ય કારણજ કવીનાઇન વીગેરેનો દુરૂપયોગજ હોય છે અને તેના માટે વિદ્વાન દાકતરો નીચે પ્રમાણે કહે છે.

The overdozing of the quinine or asenic-not the ague-is the poison which remains in the system and is continuing its work.

બીજું આ વ્યાધિ બરોબર લાગુ પડતાં દરદીને ખાસ કરીને ત્રણ ઉપદ્રવો વધારે પ્રમાણમાં જણાય છે એટલે કે મોટા ભાગે દરેક દરદીની બરોળ મોટી થઇ આવે છે, તેમજ કોઈ કોઇ દરદીનું યકૃત પણ મોટું થઈ આવે છે, તેમજ વ્યાધિના પરિણામે દરદીના લોહીના બંધારણમાં ફેરફાર થઇ આવી દરદીને ઓછા વધતા પ્રમાણમાં પાંડુ રોગના લક્ષણો પણ જણાય છે એટલે કે નિયમ તરીકે દરેક દર-

દીને પાંડુ રોગ જેવું પણ થઇ આવે છે. અને તેથી વ્યાધિમાં દરેક દરદીને ઉપર કહેલી કટુપૌષ્ટીક અને જ્વરધ્ન દવાઓની સાથે લોહ, મંડુર, હીરાકશી તથા માક્ષિક જેવી લોહીની શુદ્ધિ અને વૃદ્ધિ કરનાર તેમજ ઝેરકાચલાં જેવી શક્તિવર્ધક તેમજ દીપનપાચન દવા પણ યોગ્ય પ્રમાણમાં નિયમિત આપવી જોઈએ. તે શીવાય જરૂર લાગે તો આર્સેનીક જેવી દવાનો પણ યોગ કરવો જોઇએ. બીજું આ વ્યાધિમાં બરોળ તથા યકૃતની વૃદ્ધિને માટે વખતો વખત મળશોધન દવાઓ પણ આપતા રહેવું જોઇએ. તે શીવાય દરદીએ ખાવા પીવામાં પુરતી કાળજી રાખવી જોઈએ તેમજ આરોગ્યતાના બધા નિયમો કાળજીપુર્વક પાળવા જોઇએ.

---

## Latent, Larval or Masked malaria

## ગુપ્ત મેલેરીયા.

સામાન્ય નિયમ તરીકે જે મનુષ્યોનાં લોહીમાં મેલેરીયાનું વિષ ગમે તેટલા ઓછા વધતા પ્રમાણમાં મિશ્ર થવા પામ્યું હોય તેવા મનુષ્યોને વિષના પ્રમાણમાં કોઈ કોઈ વાર જ્વર બહાર દેખાવો જોઇએ, પણ કેટલીકવાર એવા પણ દરદીઓ જોવામાં આવે છે કે જેઓના લોહીમાં મેલેરીયાનું વિષ હોવા છતાં પણ જ્વર બહાર દેખાતો નથી પણ જ્વર બહાર દેખાયા વીના તેના શરીરમાં ધીમે ધીમે જીર્ણ મેલેરીયાના ચિન્હો બહાર દેખાતાં આવે છે એટલે કે ધીમે ધીમે તેના શરીરમાં ફીકાશ આવતી જાય છે. નહીં જણાય તેવો સહેજ સાજ તાવ જણાય છે અગરતો શરીરમાં ગરમાવા જેવું લાગે છે, અમુક વખતે નિયમિત માથાનો દુખાવો, સુસ્તી તેમજ બેચેની જેવું જણાય છે, તેમજ બરોળ ધીમે ધીમે વધતી આવે છે

તેમજ અગ્નિમાંદ્યતા તેમજ સામાન્ય નબળાઈ જેવું જણાય છે, આવી જાતના જ્વરને ગુપ્ત મેલેરીયા તાવ કહે છે અને આવી સ્થિતિ ઘણું કરીને જે મનુષ્યો લાંબો વખત મેલેરીયાયુક્ત પ્રદેશમાં રહ્યા હોય અગર રહેતા હોય તેમાં કોઈ કોઈ વાર જોવામાં આવે છે.

બીજું ઉપરની સ્થિતિ શીવાય કોઈ કોઈ મનુષ્યોના શરીરમાં મેલેરીયાનું વિષ વ્યાપ્ત હોઇને તેઓને જ્વર દેખાતો નથી પણ જ્વરને બદલે બીજા કેટલાક ઉપદ્રવો જણાતા હોય છે એટલે કે કોઈ કોઇને અનેક જાતના શુળ અગર ચસકા Neuralgias જેવું જણાતું હોય છે, કોઈ કોઇને જીર્ણ ઝાડો અગર મરડા જેવું જણાતું હોય છે, કોઇ કોઇને દાંતની પીડા જણાતી હોય છે એટલે કે બીજા અનેક ઉપદ્રવો જણાતા હોય છે પણ તે વ્યાધિનું મુખ્ય કારણ મેલેરીયાનું વિષ હોય છે અને ઉપદ્રવોમાં બીજી યોગ્ય દવાઓની સાથે કવીનાઈન આપવાથી કેટલીકવાર અજાયબ ફાયદો જણાય છે. આવા પ્રકારને Masked Malaria કહે છે.

**ચિકિત્સાક્રમ**—આ વ્યાધિની ચિકિત્સા લગભગ જીર્ણ મેલેરીયા જેવી છે. એટલે કે કરીયાતુ, તથા ગળો વિગેરે જ્વરઘ્ન દવાઓ તેમજ લોહ તથા મંકુર વીગેરે શક્તિવર્ધક દવાઓ તેમજ મળશોધન દવાઓ યોગ્ય પ્રમાણમાં લાંબો વખત ચાલુ રાખવી જોઇએ.

---

# Black Water or Haemoglobinuric fever

## બ્લેકવૉટર ફીવર અથવા હૅમોગ્લોબીન્યુરીક ફીવર.

બ્લેકવૉટરફીવર એ એક મહા દુષ્ટ પ્રકારનો ઝેરી અને પ્રાણઘાતક તાવ છે અને તે કેટલેક અંશે મેલેરીયાને મળતો હોઇ મેલેરીયાની

કક્ષામાં ગણાય છે. આ તાવના બીજા અનેક નામો વિદ્વાનોએ આપેલાં છે તે પૈકી હેમોગ્લોબીન્યુરીક ફીવર એ પણ તેનું એક મુખ્ય નામ છે, કારણ કે તે તેનું એક મુખ્ય ચિન્હ છે. આ તાવ ખાસ કરીને ઉષ્ણ પ્રદેશનો વ્યાધિ છે અને તે ઠેકાણે તે વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. આપણા દેશમાં બંગાળ તથા આસામ જેવા પ્રદેશમાં તે ખાસ કરીને વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. આપણી બાજુમાં પણ તે કોઇ કોઇ વાર જોવામાં આવે છે.

**Causes–કારણો**—આ પ્રકારના તાવના કારણો માટે કેટલાક વિદ્વાનો આ તાવને એક પ્રકારનો સખત મેલેરીયા માને છે, કારણ કે આ વ્યાધિથી પીડાતા દરદીના લોહીમાં મેલેરીયાના જંતુઓ ઓછા વધતા પ્રમાણમાં જોવામાં આવે છે. તેમજ જેને અગાઉ મેલેરીયા તાવ આવી ગયો હોય તેવા દરદીઓને વધારે પ્રમાણમાં લાગુ પડી આવે છે. બીજું કેટલાક વિદ્વાનો આ તાવનાં મેલેરીયાને મળતાં એક જુદીજ જાતનાં જંતુઓ કારણરૂપ હોવાનું માને છે કારણ કે કેટલીકવાર તેવા જંતુઓ પણ મેલેરીયાના જંતુઓની સાથે દરદીના લોહીમાં મળી આવે છે. બીજું ઉપર કહેલા જંતુઓ શીવાય ઢોરોને જે તાવ લાગુ પડી આવે છે અને જે Red water fever. રેડવૉટર ફીવર કહેવાય છે અને તેમાં જે જંતુઓ કારણ રૂપ માનવામાં આવે છે તે જંતુઓથી પણ આ તાવ આવે છે એમ કેટલાકનું માનવું છે.

બીજું આ તાવના એક મુખ્ય કારણ માટે વિદ્વાનોની માન્યતા એ છે કે વધારે પ્રમાણમાં ક્વીનાઇન શરીરમાં જવાથી પણ આ તાવ પેદા થાય છે અને તે સિદ્ધાંતને ઘણા વિદ્વાનો અનુમોદન આપે છે. જો કે ક્વીનાઇનના વધારે પ્રમાણથી આ તાવ લાગુ પડી આવતો હશે કે કેમ તે એક શંકાભરેલું છે તો પણ ક્વીનાઇથી કેટલીકવાર આ તાવમાં બહુ ખરાબ અસર થાય છે એ વાત તો ચોક્કસ છે એટલે કે દરેક જાતના મેલેરીયા તાવમાં ક્વીનાઇનનો અતિયોગ થવા

પામે નહીં તેની કાળજી રાખવાની જરૂર છે અને ખાસ કરીને આ તાવમાં તો બહુ વીચારીનેજ ક્વીનાઇન વાપરવાની જરૂર છે.

આ શીવાય મેલેરીયા તાવના બીજાં જે સામાન્ય કારણો છે તે સર્વે આ તાવનાં પણ કારણો છે.

**Symptoms–લક્ષણો**—સામાન્ય રીતે આ પ્રકારનો તાવ જે મનુષ્યોને થોડા વખત અગાઉ વખતો વખત સાધારણ મેલેરીયા તાવ આવી જતો હોય અગરતો સાધારણ મેલેરીયા તાવના બે ત્રણ હુમલાઓ આવી ગયા હોય તેને લાગુ પડવા વધારે સંભવ છે અને તેથી જેને આ તાવ લાગુ પડવાનો હોય તેને પ્રથમ સાધારણ મેલેરીયા તાવની પેઠે આ વખતે પણ ટાઢ વાઇને આ તાવ શરૂ થાય છે અને બે ત્રણ દીવસ સુધી સાધારણ મેલેરીયા તાવના સ્વરૂપમાં તે રહે છે અને ત્યાર બાદ આ તાવ તેનો ખાસ પ્રભાવ દેખાડે છે, એટલે કે આ વખતે જે તાવ ભરાય છે તે સખત ટાઢ વાઇને તેમજ વધારે સખ્ત સ્વરૂપમાં આવે છે તેમજ તેનાં કેટલાંક ખાસ લક્ષણો પણ જણાય છે અને તેથી દરદીને પોતાને પણ આ વખતનો તાવ કાંઈ જુદા પ્રકારનો હોવો જોઇએ એમ લાગણી થઈ આવે છે.

આ તાવ પ્રથમ સખ્ત ટાઢ સાથે શરૂ થાય છે અને થોડા વખતમાં તાવ ૧૦૩ થી ૧૦૫ ડીગ્રી જેટલો થઈ આવે છે અને તેની સાથે પિત્ત પ્રકોપનાં લક્ષણો વધારે જણાય છે એટલે કે પિત્તની સખત ઉલટીઓ થાય છે. કેટલાકને ઉલટી સાધારણ હોય છે જયારે કેટલાકને ઉલટી બહુજ સખત પ્રમાણમાં હોય છે. ઉલટીની સાથે કોઇ કોઇને પિત્તના ઝાડાઓ પણ થઇ આવે છે જો કે કોઇ કોઇને બંધકોષ જેવું પણ જણાય છે. બીજુ ઉલટી શીવાય આ તાવ શરૂ થયા પછી તરતજ દરદીના પીશાબમાં ફેર પડી જાય છે, એટલે કે પીશાબ કાળાશ પડતો થઇ જાય છે અને કેટલાક વખત બાદ તે તદ્દન કાળો મેશ જેવો થઇ આવે છે. શરૂઆતમાં પીશાબ સાધારણ ઠીક પ્રમાણમા ઉતરતો હોય છે પણ થોડા વખત બાદ તે ઘણો

કમતી થઇ આવે છે, અગર તો કેટલીકવાર પીશાબ બંધ થયા જેવું જણાય છે તેમ તે દેખાવમાં ચીકાશપડતો જણાય છે. બીજુ આ તાવ શરૂ થયા પછી દરદીને હોજરીના ભાગમાં તથા કમરના ભાગમાં ઓછો વધતો દુઃખાવો જણાય છે, તેમજ કલેજાના ભાગમાં તેમજ મૂત્રાશયના ભાગમાં પણ દુઃખાવો જણાય છે. દુઃખાવો કોઇ વાર સાધારણ હોય છે, પણ મોટા ભાગે તે સખત સ્વરૂપમાંજ હોય છે. બીજું આ તાવનું બીજું એક મુખ્ય લક્ષણ એ છે કે તાવ શરૂ થયા પછી થોડા વખતમાં દરદીને સખ્ત કમળા જેવું જણાય છે અને આખું શરીર પીળાશ પડતું અને પાંડુ રોગીના જેવું થઇ રહે છે.

ઉપર કહ્યા પ્રમાણે આ તાવનાં સામાન્ય લક્ષણો છે અને જો સાધારણ પ્રકારનો તાવ હોય તો એક વખત તાવ આવી આઠદસ કલાકમાં મેલેરીયા તાવની પેઠે ઉતરી જાય છે અને થોડા વખત પછી પાછો ફરીને ભરાય છે. આ પ્રમાણે ચડઉતર થયા કરે છે. અગર તો તે તદ્દન ઉતરી નહીં જતાં રીમીટન્ટ તાવનું રૂપ ધારણ કરે છે અગર તો અનિયમિત તાવ થઇ જાય છે. અને એ પ્રમાણે પાંચ સાત દીવસ સુધી તાવ આવ્યા કરી જો સારૂં થવાનું હોય તો છેવટે સખ્ત પરસેવો વળી તાવ ઉતરી જાય છે, પીશાબનો રંગ જે કાળાશ પડતો થઇ ગયો હોય છે તેમાં આસ્તે આસ્તે સુધારો થતો આવી મુળસ્વરૂપમાં આવતો જાય છે, તેમજ પ્રમાણમાં કમતી થઇ ગયો હોય તો તેમાં પણ સુધારો થઇ પીશાબ છુટથી આવવા માંડે છે, તેમજ તેનાં બીજાં લક્ષણો પણ કમી થતાં આવી લગભગ આઠ દસ દીવસમાં દરદીને તાવ ઉતરી જાય છે.

જો આ તાવ હલકા પ્રકારનો હોય તો ઉપર કહ્યા પ્રમાણે એકાદ અઠવાડીઆમાં ઉતરી જાય છે પણ જો સખ્ત પ્રકારનો હોય તો અગરતો શરૂઆતમાં હલકા પ્રકારનો હોઇ તેમાંથી સખ્ત રૂપ ધારણ કરવાનો હોય તો તેના ઉગ્ર સ્વરૂપમાં આવી જાય છે એટલે કે સખ્ત તાવની સાથે ઉલટીઓ બહુજ સખ્ત થાય છે તેમજ તેની

સાથે પેટમાં કમરમાં, યકૃતના ભાગમાં તથા મૂત્રાશય વિગેરે ભાગમાં સખ્ત દુઃખાવો થાય છે, તે શીવાય પીશાબ બહુજ કાળો, ચીકાશ પડતો અને પ્રમાણુમાં ઘણો કમતી થઇ આવે છે. કોઈ કોઇ વાર માત્ર થોડા ટીપાંજ પીશાબનાં ઉતરે છે અને કોઇ કોઇ વાર તદ્દન બંધ જેવો થઇ જાય છે. તે શીવાય કમળાનું જોર પણ વધી આવે છે. આ પ્રકારનો તાવ ઘણોજ ભયંકર છે અને તેમાંથી કોઇક ભાગ્યેજ બચે છે. આ તાવ લાગુ થયા પછી બે ચાર દીવસમાં બધાં લક્ષણો વધી આવી દરદી ભયંકર સ્થિતિમાં આવી જાય છે, એટલે કે તે તાવ અગાઉ કહેલા પર્નીશીયસ ફિવર્સ પકી એકાદ પ્રકારનું રૂપ ધારણ કરે છે એટલે કે–Hyper pyrexial, Comatoze, Convulsive and Paralylic તેમજ Syncopal, Choleri form, dysenteric વિગેરે જે તેના પ્રકારો છે તે પૈકી એકાદ રૂપ ધારણ કરી લગભગ પાંચ સાત દીવસની અંદર દરદીનો અંત લાવે છે. અગર તો પીશાબનો બંધેજ થઇ આવી તેની ઝેરી અસરથી દરદી મૃત્યુ પામે છે, અગર તો પીશાબના બંધેજના લીધે Neph·ritis નીફ્રાટીઝ જેવો વ્યાધિ લાગુ થઇ આવી બે ચાર અઠવાડીયામાં દરદી રીબાઇ રીબાઇને મૃત્યુ પામે છે.

**Treatment**–ચિકિત્સા—આ વ્યાધિ ઘણોજ વિષમ અને ભયંકર છે, તેથી ખાસ કરીને તેની સારવાર કોઈ અનુભવી અને વિદ્વાન ચિકિત્સકની સલાહ પ્રમાણે કરવી. બીજું આ વ્યાધિને માટે કોઇ પણ જાતની ચોકસ દવા તેમજ ચોકસ ચિકિત્સાક્રમ સિદ્ધ થયેલ નથી જેથી માત્ર તેની લાક્ષણિક ચિકિત્સા પર આધાર રાખવો પડે છે અને કોઈ કોઇ વાર સામાન્ય ઉપચારોની સાથે કુદરત પર છોડી દેવું પડે છે. વિદ્વાન દાકતર પેટ્રીક મેનસન આ વ્યાધિનો સામાન્ય ચિકિત્સા ક્રમ નીચે પ્રમાણે જણાવે છે.

જે દરદીને આ તાવ લાગુ પડી આવ્યો હોય અગર લાગુ પડી આવવાના ચિન્હ જોવામાં આપતાં હોય અગર જેને એકાદ વખત

આ વ્યાધિ લાગુ પડી આવ્યો હોય તેવા દરદીને આ વ્યાધિનાં જરા પણ લક્ષણો જોવામાં આવે કે તરતજ તેને જરા પણ ઢીલ કર્યા વીના એટલે કે શરૂઆતમાં વ્યાધિ નજીવો જણાતો હોય તો પણ તેવા દરદીને એકદમ પથારીમાં સુઈ રહેવા દેવો અને કોઇ પણ જાતનું કામકાજ કે હલન ચલન કરવા દેવું નહીં. બીજું આ તાવથી પીડાતા દરદીને જરા પણ શરદી તેમજ પવન લાગવા દેવો નહીં કારણ કે શરદી તેમજ પવનના ઝપાટાથી આ વ્યાધિમાં વધારો થઇ આવવા સંભવ છે. તેમજ દરદીને જરા પણ પથારીમાંથી ઉઠવા દેવો નહીં. કારણ કે વ્યાધિની અસરથી હૃદય બહુજ નબળું પડી જવા પામ્યું હોય છે અને ઉઠવા બેસવાથી તેની પર વધારે અસર થાય છે.

બીજું આ વ્યાધિમાં શરૂઆતમાં જ્યારે પીસાબની છુટ વધારે ન હોય ત્યાં સુધી પીશાબનો વધારો થાય તેવા ક્ષારયુક્ત પદાર્થો તેમજ ગરમ ચા, જવનું પાણી તથા ગોખરૂ વીગેરેનો કવાથ યોગ્ય પ્રમાણમાં આપવો, પણ જ્યારે પીશાબ ઠીક થવા જેવું લાગે કે તરતજ મૂત્રપીંડને અસર કરે તેવા ઉત્તેજક પદાર્થો આપવા બંધ કરવા, પણ માત્ર ગુરદાના ભાગમાં તેમજ કમરના ભાગમાં ગરમ પાણીનો શેક કરવો. શેક કરવાથી સારી અસર થાય છે. તે શીવાય આ વખતે દરદીને માત્ર દુધનો ખોરાકજ યોગ્ય પ્રમાણમાં જરૂર પડતો આપવો.

બીજું આ વ્યાધિમાં દરદીને ઉલટી બહુજ ત્રાસ આપે છે માટે તે શાંત કરવા માટે યોગ્ય ઉપચારો કરવા. ધાણા, દ્રાક્ષ તથા ખડસલીયાનું હીમ આપતા રહેવું, તેમજ બરફના નાના કટકાઓ ચુસવા આપતા રહેવું, તેમજ બીજા યોગ્ય ઉપચારો કરવા.

બીજું આ વ્યાધિ માટે કોઇ પણ ચોક્કસ દવા નથી તો પણ દાક્તરો નીચે પ્રમાણે દવાઓ આપે છે:—શરૂઆતમાં કેલોમેલ તથા જાલપ વીગેરે દવાઓ યોગ્ય પ્રમાણમાં આપી મળનો ખુલાસો કરે છે

૭

અને ત્યારબાદ યોગ્ય પ્રમાણમાં કવીનાઈનનો ઉપયોગ કરે છે. આ વ્યાધિમાં કવીનાઇન આપવું કે કેમ તેમજ તે કેટલા પ્રમાણમાં આપવું તે એક મહત્વનો સવાલ છે અને તેને માટે સાધારણ નિયમ એવો છે કે જો દરદીના લોહીની અંદર મેલેરીયાનાં જંતુઓ જોવામાં આવે તો કવીનાઇન આપવું અને જંતુઓ જોવામાં ન આવે તો અગર અગાઉ વધારે પ્રમાણમાં કવીનાઇન આપવામાં આવ્યું હોય અગર તો આ તાવના કારણરૂપ કવીનાઇન માલમ પડતું હોય તો કવીનાઇન આપવું નહીં. જો લોહીમાં મેલેરીયાના જંતુઓ જોવામાં આવે તો કવીનાઇનથી ફાયદો થાય છે અને તેને માટે પાંચ પાંચ ગ્રેન દીવસમાં ત્રણ ચાર વખત આપવામાં આવે છે. અગર તો હાઇપોડર્મીક ઇનજેકશન વડે પણ તેનો ઉપયોગ કરવામાં આવે છે.

કવીનાઇન સીવાય સોડા સેલીસીલસ, કલોરોફોર્મ તથા ટેનીક એસીડ વિગેરે દવાઓનો પણ વીચાર પૂર્વક ઉપયોગ કરવામાં આવે છે. ગેલીલ Galiyl નામની દવાનો ઉપયોગ કરવા પણ કેટલાક દાકતરો ભલામણ કરે છે.

બીજું નીચેનું Hearsay હીયરસે મીક્ષચર આ વ્યાધિમાં વખણાય છે અને તેની બતાવટ નીચે પ્રમાણે છેઃ-લીકર હાઇડ્રાજીરી પરકલોરાઈડ 30 ટીપાં, સોડાબાઇ કાર્બ ૧૦ ગ્રેન, પાણી ૧ ઔંસ ઉપર પ્રમાણે મેળવી પહેલાં એક દીવસમાં દર બેથી ચાર કલાકે આપવામાં આવે છે અને બીજે દીવસથી દીવસમાં ત્રણ વખત જયાં સુધી પીસાબ બરાબર નિયમીત થઇ જાય ત્યાં સુધી અપાય છે. આ શીવાય બીજી અનેક દવાઓ પણ વપરાય છે, પણ આ વ્યાધિની સારવાર માત્ર અનુભવીઓની સલાહ પ્રમાણે કરવા જેવી હોવાથી અત્રે તેનું વધારે વિવેચન કર્યું નથી.



# Kala-Azar or Black fever.

## કાલા–આઝાર અથવા બ્લેક ફીવર.

કાલા–આઝાર એ એક મહા દુષ્ટ પ્રકારનો જીર્ણ મેલેરીયાને લગતો એક મહા વ્યાધિ છે અને જેને લાગુ પડે છે તેના પ્રાણ લીધા વિના છોડતો નથી. આ વ્યાધિના સર્વે લક્ષણો જીર્ણ મેલેરીયાને મળતાં જોવામાં આવે છે અને તેની પેઠે બહુ લાંબો વખત ચાલે છે. આ વ્યાધિને Kala-Dukh, Dum Dum fever, Black fever, Febrile, Tropical, Spleno-Megali and Leismaniasis, કાલા આઝાર, ડમ ડમ ફીવર, બ્લેક ફીવર, ફેબ્રાઇલ, ટ્રોપીકલ, સ્પ્લેનો–માગેલી, તથા લીશમેનીઆસોસ પણ કહે છે. ઉપરનાં નામો પૈકી ડમ ડમ ફીવર એ નામ ડમ ડમ નામના કલકત્તા પાસેના એક ગામડાના નામ પરથી પડયું છે કે જ્યાં આગળ આ વ્યાધિ લશ્કરમાંના સીપાઇઓમાં જોવામાં આવ્યો હતો. બ્લેક ફીવર એ નામ ખાસ કરીને આ વ્યાધિમા દરદીના શરીરમાં આવતી કાળાશને લીધે પાડવામાં આવ્યું છે. અને આ વ્યાધિના ખાસ રોગ જંતુની શોધ કરનારના નામ પરથી તેનું નામ લીશમેનીઆસીસ પણ પાડવામાં આવ્યું છે. આ વ્યાધિ મોટા ભાગે આસામ, બંગાલ, મદ્રાસ, સીલોન, બર્મા, ઈન્ડોચાઇના, ચાઇના, અર્બસ્તાન તથા આફ્રીકા વગેરે દેશોમાં વધારે જોવામાં આવે છે. આ વ્યાધિ ઉપર કહેલા દેશોમાં વધારે પ્રમાણમાં જોવામાં આવે છે એટલુંજ નહીં પણ તેના છુટા છવાયા કેસો હોવાને બદલે તે કોઇ કોઇ વાર એકી સાથે ઘણાં મનુષ્યોને લાગુ પડી આવતો Epidamic જોવામાં આવે છે. આજદીન સુધી તેને ઘણાખરા વિદ્વાનો એક જાતનો દુષ્ટ પ્રકારનો ઝેરી મેલેરીયા તાવ ગણતા હતા એટલુંજ નહીં પણ તેના ત્રાસના લીધે સરકારે ખાસ કમીશન નીમ્યું હતું તેમણે પણ શરૂ-

આતમાં તેને એક જાતનો મેલેરીયાજ ઠરાવ્યો હતો, પણ શોધખોળના પરિણામે વિદ્વાન દાક્તર લીશમેને ઇ. સ. ૧૯૦૦ માં આ તાવના ખાસ કારણરૂપ એક જાતનાં રોગજંતુઓ શોધી કાઢયાં અને તેને ઘણા વિદ્વાનોએ અનુમોદન આપ્યું ત્યારથી આ તાવને એક ખાસ પ્રકારના વ્યાધિ તરીકે ઓળખવામાં આવે છે અને તે લીશમેનીયાડોનોવાની Leishmania Donovani નામના જંતુઓથી થાય છે એમ સિદ્ધ થયું છે.

**કાલા આઝારનાં સામાન્ય લક્ષણો**—સાધારણ રીતે આ તાવની શરૂઆત સાધારણ રીમીટન્ટ એટલે કે સામાન્ય પ્રકારના સાદા સતત જ્વરની પેઠે શરૂ થાય છે. એટલે કે પ્રથમ એક વખત ટાઢની સાથે તાવ શરૂ થયા પછી તે તાવ દીવસમાં બે વખત ચડ ઉતર થયા કરીને Double remissions લગભગ ચારથી છ અઠવાડીયા સુધી એકસરખો ચાલુ રહે છે. સામાન્ય રીતે રીમીટન્ટ જ્વર દીવસમાં એક વખત જરા હલકો પડી આવી પાછો હતો તેટલો થઇ જાય છે ત્યારે કાળાઆઝાર દીવસમાં બે વખત ચડ ઉતર થાય છે અને તે પ્રમાણે લગભગ ચારથી છ અઠવાડીયા સુધી ચાલુ રહે છે અને ત્યાર બાદ તાવનું જોર નરમ પડે છે એટલે કે કોઈ કોઈને તાવ થોડો વખત તદ્દન ઉતરી જાય છે જ્યારે કોઇ કોઇને તદ્દન નહીં ઉતરતાં થોડો થોડો જીર્ણજ્વર કાયમ ભર્યો રહે છે. શરૂઆતના તાવના વખતમાં બરોળ તથા યકૃતની વૃદ્ધિ થાય છે તેમજ તાવના બીજા ઉપદ્રવો જેવા કે માથાનો દુઃખાવો, ઉલટી, અરૂચી, મળાવરોધ, તથા બેચેની વીગેરે દરદીને જણાતાં હોય છે. ઉપર કહ્યા પ્રમાણે એક વખત તાવ શરૂ થઇ તે પ્રમાણે મહીનો અગર દોઢ મહીનો ચાલુ રહેવો એ આ જાતના તાવનો શરૂઆતનો દરજ્જો Initial stage કહેવામાં આવે છે.

ઉપર કહ્યા પ્રમાણે આ જાતના તાવની સામાન્ય શરૂઆત થાય છે તોપણ તેને બદલે કોઈ કોઇ દરદીને આમાશય તથા

પકવાશયના વિકારો અગર મરડાના લક્ષણોથી આ વ્યાધિ શરૂ થાય છે. એટલે કે આ વ્યાધિ લાગુ પડતાં દરદીને અગ્નિમાંદ્યતા તેમજ મરડા જેવું જણાઈ આવે છે અને તેના પરિણામે દરદી દીવસે દીવસે લેવાતો જાય છે.

ઉપરની રીત શીવાય કોઇ કોઇ દરદીને શરૂઆતના દરજ્જાના કાંઇ પણ ચિન્હો જણાયા સિવાય માત્ર એકાએક દરદીને આ વ્યાધિનાં ચિન્હો એક પછી એક દેખાવા માંડે છે એટલે કે દરદીની બરોળ તથા યકૃત આસ્તે આસ્તે વધતાં જાય છે તેમજ દરદીને પાંડુરોગ તથા નબળાઇ જણાવી શરૂ થાય છે.

ઉપર કહ્યા પ્રમાણેનો આ વ્યાધિનો પહેલો દરજ્જો ખતમ થયા પછી એટલે શરૂઆતનો તાવ શાંત થયા પછી દરદીને જીર્ણ જ્વર લાગુ પડી આવે છે એટલે કે દરદીને દરરોજ આશરે એકસો ૧૦૦ ડીગ્રી જેટલો તાવ આવી જાય છે અને તે પ્રમાણે ઘણો લાંબો વખત ચાલુ રહેવા પામે છે.

ઉપર કહ્યા પ્રમાણે જીર્ણજ્વર લાગુ પડયા પછી પણ વખતો વખત વચ્ચે વચ્ચે સખત તાવ પણ આવી જાય છે કે જે તાવ થોડા વખતમાં શાંત પડી પાછો તે તાવ જીર્ણજ્વરનું રૂપ ધારણ કરે છે. અને આ પ્રમાણે ઘણો લાંબો વખત ચાલે છે અને તે દરમ્યાન દરદી બેહાલ થઇ જાય છે. તેની બરોળ તથા યકૃત બહુ મોટાં થઇ આવે છે. પેટ મોટું થઈ આવી હાથ પગ દોરડી જેવા થઇ જાય છે. અને દીવસે દીવસે પાંડુરોગ સર્વાંગે વ્યાપિ જઇ દરદી મૃત્યુના મુખમાં આવી પડે છે. આવા દરદીનું વર્ણન વિદ્વાન દાક્તર નીચે પ્રમાણે આપે છે:—

He is thin and wasted with the abdomon swollen and protuberant, the chest so thin that the ribs show clearly, the arms and legs wasted, the cheeks sunken, the nose sharp and the ankles

puffy, while the skin and tongue are often distinctly darker than they should be, the former being furacceous.

On examining the swollen abdomen, the enlarged spleen may be felt reaching almost to the pelvis while the enlargment of the liver may be marked or may be absent. In this condition intestinal disturbances in the form of diarrhoea, or dysenteric attacks are common and may be due to the actual disease or to complications with true dysentery. Dyspeptic symtoms may also be present.

Haemorrhages may occur from the nose, the gums, the stomach, the bowels or under the skin. Papular erruptions are to be seen, especially on the thighs, and ulcers may be present. The weakened, emaciated patient may now die of asthenia, but more usually from the long drawn out. illness is brought to a close by some complication. The total duration varies from about seven months to two years and generally ends fatally.

ભાવાર્થ—કાળા આઝારના વ્યાધિથી પણ દરદીનો દેખાવ ઘણો ભયંકર રીતે દુબળો થઇ ગયેલો જોવામાં આવે છે. તેનું પેટ મોટું ગાગરડી જેવું થઈ ગયેલું અને હાથ પગ દોરડી જેવા પાતળા થઇ ગયેલા જોવામાં આવે છે. તેની છાતી પાતળી માંસ અને રૂધીર વિનાની અને પાંસળીયો બહાર દેખાતી હાડકાંના માળા જેવી થઈ

ગયેલી જોવામાં આવે છે. પગની ઘુંટી વીગેરે સેજસાજ સોજા યુક્ત જોવામાં આવે છે. અને ખાસ કરીને દરદીની ચામડીનો રંગ શ્યામ થઇ ગયેલો જોવામાં આવે છે. તેવીજ રીતે જીભ પણ શ્યામ થઇ ગયેલી હોય છે. આવી રીતે ચામડીનો રંગ કાળો થઇ જવો એ આ વ્યાધિનું ખાસ લક્ષણ છે. બીજું ઉપરના લક્ષણોની સાથે દરદીને વખતોવખત ઝાડા તથા મરડા જેવું જણાય છે અને તેનાથી દરદી તદ્દન નીચોવાઇ જાય છે. તેમજ પેટમાં અજીર્ણ જેવું થઇ આવી દરદી પૂરો ખોરાક ખાઇ શકતો નથી અને દીનપરદીન શોષાતો જતો જોવામાં આવે છે. બીજું આ વ્યાધિમાં દરદીનું પેટ જે મોટું દેખાય છે તે ખાસ કરીને બરોળના વધારાના લીધેજ હોય છે. એટલે કે આ વ્યાધિમાં દરદીની બરોળ વધી આવે છે તેમજ કોઇ કોઇ વાર લીવર પણ વધી આવે છે. ઉપરનાં લક્ષણોની સાથે દરદીના ચ્હેરાનો દેખાવ પણ વીલક્ષણ થઈ જાય છે. મોઢું તદ્દન દુબળું થઈ ગયેલું, ગાલ અંદર બેસી ગયેલા અને નાકની દાંડી બહાર તરી આવતી જોવામાં આવે છે. આ સીવાય આ વ્યાધિમાં દરદીને નાક, દાંતનાં પેઢા, હોજરી તથા આંતરડાં વીગેરે અવયવોમાંથી વખતોવખત રક્તશ્રાવ જેવું જણાય છે. તેમજ લોહીબીગાડને લીધે શરીરપર રંગબેરંગી ચાઠાં પડી આવે છે. તે શીવાય કોઇ કોઇને શરીરના જુદા જુદા ભાગોપર દુષ્ટ પ્રકારના ક્ષતો પણ પડી આવે છે. આ પ્રમાણે દીવસે દીવસે શરીર દુબળું થતાં થતાં એકાદ ભયંકર વ્યાધિ લાગુ પડી આવી દરદી લાંબે વખતે રીબાઈ રીબાઇને મૃત્યુ પામે છે. આ વ્યાધિ સામાન્ય રીતે દોઢથી બે વરસ સુધી લંબાય છે.

**Treatment of Kala-Azar=કાલા-આઝારની ચિકિત્સા**—આ વ્યાધિ ઘણોજ ભયંકર છે અને લાંબો વખત ચાલેછે તેમજ એકવાર બરોબર લાગુ થયા પછી દરદીના પ્રાણ લીધા વીના રહેતો નથી. સામાન્ય રીતે આ વ્યાધિની પણ લાક્ષણિક ચિકિત્સા કરવામાં આવે છે અને તે જીર્ણ રૂપમાં

આવ્યા પછી લગભગ જીર્ણજ્વરના જેવાજ ઉપચારો કરવામા આવે છે. આ વ્યાધિની શરૂઆતમાં એટલે કે તેના પહેલા દરજ્જામાં કેટલાક દાક્તરો તેના રોગજંતુઓનો નાશ કરવા માટે એટોક્ષીલ. Atoxyl નામની દવાના ઇનજેકશન આપવા ભલામણ કરે છે.

વિદ્વાન દાક્તર રોજર્સ ક્વીનાઇન બહુ મોટી માત્રામાં આપવાની ભલામણ કરે છે. તેમજ તેના ઇનજેકશનો આપવાની પણ ભલામણ કરે છે. કેટલાક દાક્તરો quinine cacodylate ક્વીનાઈન કેકોડાઈલેટના ઇનજેકશનો આપવાની ભલામણ કરે છે. હાલમાં કેટલાક દાક્તરો એન્ટીમની આપવાની ભલામણ કરે છે. તેમજ Sodium Antimony Tartarateનાં ઇનજેકશનો આપવાની ભલામણ કરે છે. ઉપર કહેલાં ઇનજેકશનો આપવાં તે બહુજ કાળજી રાખીને તેમજ સારી રીતે અનુભવી દાક્તરોની સાથી દેખરેખ નીચે કરવા જેવાં છે. કારણ કે તે કામ બહુજ જોખમી છે માટે વગર વીચાર્યે ઇનજેકશનો આપવાં નહીં.

આ શીવાય કેટલાક દાક્તરો રક્તશ્રાવ માટે કેલશીયમ ક્લોરાઇડ વાપરવાની ભલામણ કરે છે, કેટલાક સેનીગા તથા ક્વીલેલીયા આપવાની ભલામણ કરે છે. અને કેટલાક કેલશીયમ લેકટેટ આપવાની ભલામણ કરે છે. એકંદરે આ વ્યાધિના માટે કોઇ પણ ચોકસ દવા નથી જેથી આ વ્યાધિની ચિકિત્સા સારા અનુભવીની સલાહ પ્રમાણેજ કરવી.

દેશી દવામાં જો કે કોઇ ચોકસ ઉપાય નથી તો પણ જીર્ણ જ્વરના ઉપચારો કરવાથી લાંબે વખતે સારો ફાયદો થાય છે. આ વ્યાધિ વિષે સુપ્રસિદ્ધ દાકતર બ્રહ્મચારીએ એક ઉત્તમ પુસ્તક લખ્યું છે તે જીજ્ઞાસુઓને વાંચી જોવા ભલામણ કરવામાં આવે છે.



# Diet in acute, chronic as well as convalescent state of Malaria.

## મેલેરીયાના તિક્ષ્ણ, જીર્ણ, તેમજ વળતરભાવના વખતમાં આપવાયોગ્ય ખોરાક.

સામાન્ય રીતે મેલેરીયા તાવમાં ખોરાકની બહુ કાળજી રાખવાની જરૂર છે, કારણ કે ખોરાક ઉપર આ તાવ મટવાનો મુખ્ય આધાર છે. સામાન્ય રીતે આ તાવના સખત સ્વરૂપમાં માત્ર પ્રવાહિ ખોરાકજ આપી શકાય છે અને તેને માટે માત્ર દુધ અગર સાબુચોખાની કાંજી વીગેરે યોગ્ય છે. તેમજ યોગ પ્રમાણમાં ચા તથા કાૅફી વીગેરે પણ આપી શકાય છે. પણ તે શીવાય કોઇ પણ જાતનો કઠણ તેમજ ભારે ખોરાક બીલકુલ આપવાયોગ્ય નથી તેનો ખ્યાલ રાખવો.

તે શીવાય આ તાવના જીર્ણ સ્વરૂપમાં પણ ખોરાકની કાળજી રાખવાની જરૂર છે કારણ કે આવા દરદીની જઠરાગ્નિ તદ્દન મંદ થઇ ગયેલી હોય છે તેમજ પાચનક્રિયામાં ભાગ લેનારા યકૃત વીગેરે અવયવો પણ શીથીલ થઇ જવા પામ્યા હોય છે માટે આ વખતે પણ ખાસ કરીને જલદી પાચન થાય એવો અને હલકો ખોરાક જેવો કે દુધ, ભાત, દાળ ભાત તથા ખીચડી તથા કાંજી વીગેરે આપવા. તેમજ અનુકુળતા હોય તો દુધની ખીર કરીને દરદીને આપવી. ખીર આપવાથી દરદીનું પોષણ સારૂં થાય છે તેમજ તેમાં આવતા દુધથી પિત્તનો પ્રકોપ પણ શાંત થઇ આવી શરીર યોગ્ય સ્થિતિમાં આવી રહે છે માટે બની શકે તો દરદીને ખીરના ખોરાક પર રાખવો.

બીજુ ઉપર પ્રમાણે મેલેરીયા તાવના વળતર ભાવના વખતમાં એટલે કે તાવ ઉતરી જઈ શરીરમાં શકિત આવતી જતી હોય તે

વખતમાં પણ આ ખોરાકની બહુ કાળજી રાખવાની જરૂર છે. કારણ કે આ વખતે ખોરાકની જરા પણ ભુલ થાય તો તાવ ફરીથી ઉથલો Relapse મારી આવે છે અને તે પ્રમાણે બે ચાર વખત ઉથલા થઈ આવતાં તાવ તેના જીર્ણ સ્વરૂપમાં આવી રહે છે. આ વખતે ખોરાકની ભુલ ચુક થઇજવા ઘણો સંભવ છે કારણ કે તાવને લીધે દરદી ખાવા પીવાને ઘણો આતુર થઇ રહે છે અને જુદી જુદી ચીજો ખાવાનું મન કરે છે, માટે આ વખતે બહુજ કાળજી રાખી દરદીને ગમે તે વસ્તુ ખાવા આપવી નહી પણ સારી રીતે શક્તિ આવી જાય અને તાવ તદ્દન નિર્મુળ થઇ જાય અને જરા પણ ઉથલા મારી ન આવે ત્યાં સુધી હલકો, જલદી પચી જાય તેવો અને પોષણકારક ખોરાક આપવો એટલે કે દાળ ભાત, દુધ ભાત અગર ખીર વીગેરે આપવા. તેમજ ઘઉની થુલી પસંદ પડે તો આપવી પણ કોઇપણ જાતનો ભારે ખોરાક બીલકુલ આપવો નહીં.

**Precautions for Malarious fevers.—મેલેરીયા તાવ માટે રાખવી જોઈતી સાવચેતી**—પીવાના પાણી મારફતે પણ મેલેરીયા તાવ લાગુ પડી આવે છે કારણ કે પાણીમાં પણ કેટલીકવાર મેલેરીયાનું ઝેર મળેલું હોય છે અને તેને લઇને કેટલાક સ્થળના હવા પાણી ખરાબ ગણાય છે અને પુરાવા તરીકે તેવા પ્રદેશમાં મનુષ્ય જવાથી તાવના સપાટામાં જલદી આવી જાય છે. તે શીવાય મેલેરીયાની રૂતુમાં લગભગ બધે સ્થળે પાણી ખરાબ થઇ જાય છે કારણ કે થોડા વખત અગાઉ વર્ષારૂતુ ગયેલી હોય છે, માટે બનતાં સુધી આ રૂતુમાં પાણી ઉકાળીને અગરતો સારી રીતે ફીલ્ટર કરીનેજ વાપરવું.

ખોરાક—મેલેરીયા તાવ ગામમાં ચાલતો હોય ત્યારે દરેક મનુષ્યોએ આહાર નિયમિત, સારો અને હલકો રાખવો જોઇએ. એટલે કે લાપસી, ચુરમાના જમણો વધારે પ્રમાણમાં લેવા નહીં જોઇએ. તે શીવાય આ રૂતુમાં ટાઢો તેમજ વાશી ખોરાક બીલકુલ લેવો

નહીં, તેમજ ખાવામાં દહીં વાપરવું નહીં અને તેમાં પણ શરદ ઋતુમાં તો ખાસ કરીને દહીં વાપરવું નહીં. તેમજ રાત્રીએ પણ બીલકુલ દહીં વાપરવું નહીં. તે શીવાય આ ઋતુમાં પાકેલાં તાજાં શાકભાજી વીશેષ પ્રમાણમાં વાપરવાં નહીં કારણ કે વિશેષ શાકભાજીથી પિત્તનો વધારો થઇ આવી તાવ પેદા કરે છે.

**રહેઠાણ**—રહેવાની જગા સારી રાખવી જોઇએ એટલે કે શરદી, ભેજવાળી અને ગંદકી વાળી જગામાં રહેવું નહીં, તેમજ જ્યાં આગળ આસપાસ ખાડા ખાબોચીયામાં બંધેજ પાણી પડયાં રહેતાં હોય ત્યાં આગળ પણ રહેવું નહીં; તેમજ જ્યાં આગળ ઢોર બંધાતાં હોય અગરતો ઘોડાના તબેલા નજીક હોય ત્યાં આગળ પણ વસવાટ કરવો નહીં. ટુંકામાં રહેવાનું મકાન સ્વચ્છ અને હવા પ્રકાશ સારી રીતે હોય તેવું રાખવું જોઇએ.

**સુવાનું**—સુવાની જગા સ્વચ્છ અને બનતાં સુધી ઉપરના ભાગમાં રાખવી, કારણ કે મેલેરીયાનું જોર ભોંયતળીયે વિશેષ હોય છે. અને તેમાં પણ રાત્રીના વખતમાં મેલેરીયા જલદી અસર કરે છે. બીજાું રાત્રીએ સુતી વખતે મચ્છરોથી સાવચેત રહેવું જોઇએ કારણ કે મચ્છરો આ તાવ ફેલાવવાનું મુખ્ય સાધન છે, જો કે બધી જાતના મચ્છરોથી મેલેરીયા ફેલાતો નથી તો પણ દરેક જાતના મચ્છરોથી સાવચેતી લેવી સારી છે માટે બનતાં સુધી દરેક મનુષ્યોએ મચ્છરદાની વાપરવી સારી છે. તે શીવાય બનતાંસુધી દરેક મનુષ્યે ખાટલા પર સુવું જોઇએ અને કદાચ ભોંયતળીયે સુવાનું હોય તો ખાસ કરીને ખાટલા પરજ સુવાનું રાખવું. સુતી વખતે જો કે હવાવાળું મકાન સારૂં છે તો પણ શરીરપર હવાના સીધા સપાટા લાગે નહીં તેની કાળજી રાખવી તેમજ ખુલ્લી હવામાં બહાર સુવું નહીં. તે શીવાય બની શકે તો રાત્રીએ હમેશાં થોડું થોડું તાજું તલનું તેલ શરીરે ચોળવાનો મહાવરો રાખવો. તેલ ચોળવાથી મચ્છરો કરડી શકતાં નથી.

**કપડાં**—ઋતુ અનુસાર ગરમ કપડાં રાખવાં. ભીનાં, શરદીવાળાં તથા પલળેલાં કપડાં પહેરવાં નહીં. રાત્રીએ ખાસ કરીને ગરમ કપડાં પહેરવાં.

# Medicinal Prophylaxis.

## મેલેરીયા તાવના અટકાવ માટે યોગ્ય ઔષધ.

જો કે આહાર વિહાર નિયમિત હોય તેમજ આરોગ્યતાના બધા નિયમો યોગ્ય રીતે પાળવામાં આવતા હોય તો મેલેરીયા તાવ લાગુ પડી આવવાની ધાસ્તિ બીલકુલ હોતી નથી, તો પણ મેલેરીયા. યુક્ત પ્રદેશોમાં અને તેમાં પણ ખાસ કરીને મેલેરીયાની ઋતુમાં તાવ લાગુ પડતો અટકાવવા માટે કેટલાક દાક્તરો યોગ્ય પ્રમાણમાં એટલે કે દરરોજ ત્રણથી પાંચ ગ્રેન કવીનાઇન લેવાની ભલામણ કરે છે. ઉપર પ્રમાણે હમેશાં કવીનાઇન લેવું એ દરેક મનુષ્યોને અનુકુળ પડતું નથી તેથી કેટલાક દાક્તરો હમેશાં લેવાને બદલે દર પાંચ છ દીવસે પાંચ પાંચ ગ્રેન એક વખત કવીનાઇન લેવાની ભલામણ કરે છે અને તે જરા ઠીક લાગે છે. માટે જેને રહેજસાજ કારણથી મેલેરીયા તાવ લાગુ પડી આવતો હોય તેણે તે પ્રમાણે કવીનાઇન લેવાને અડચણ નથી. ઉપર પ્રમાણે કવીનાઇન લેવું જો કે ઠીક છે તો પણ તેને બદલે મેલેરીયાની ઋતુમાં સુદર્શનચુર્ણનું હમેશાં યોગ્ય પ્રમાણમાં સેવન ચાલુ રાખવામાં આવે તો કોઇપણ જાતની અડચણ આવતી નથી તેમજ કવીનાઇનથી-કેટલીક ખરાબ અસર થવા પામે છે-તેવી ધાસ્તી રહેતી નથી. માટે બની શકે તો દરેક મનુષ્યોએ આ ઋતુમાં સુદર્શનચુર્ણનું સેવન રાખવું. તેમજ તેની સાથે હમેશાં દસ્તનો ખુલાસો રહેવા પામે તેની કાળજી રાખવી, જે મનુષ્યોને દસ્તનો ખુલાસો રહેતો હોય તેને એકદમ તાવ લાગુ પડી આવતો નથી.

# Several important priscriptions for Malaria.

# મલેરીયા તાવ માટે કેટલાક ઉપયોગી ઔષધ પ્રયોગો.

Quinine Sulphate 10 to 15 grs.
Acid Sulphuric dil 20 to 30 ms.
Aqua 3 oz.
Dose=1 oz every three or four hours during intermissions.

ક્વીનાઇન સલફેઇટ ૧૦ થી૧૫ ગ્રેન
એસીડ સલફ્યુરીક ડીલ્યુટ ૨૦ થી ૩૦ ટીપાં
પાણી. ૩ ઔ.
તાવ ઉતરી ગયા પછી ફરીથી આવતો તાવ અટકાવવા માટે એક એક ઔંસ દર ત્રણ અગર ચાર કલાકે આપવું.

Quinine Sulphate 10 to 15 grs.
Acid Hydrobromic dil 20 to 30 ms.
Aqua 3 oz.
Dose=1 oz every three or four hours during intermissions.

ક્વીનાઇન સલફેઇડ ૧૦ થી૧૫ ગ્રેન
એસીડ હાઇડ્રોબ્રોમીક ડીલ્યુટ ૨૦ થી ૩૦ ટીપાં
પાણી. ૩ ઔંસ
ગુણ અને ઉપયોગ ઉપરના મીક્ષ્ચર પ્રમાણે.

Quinine Sulphate 40 grs
Ferri Sulf Exsic 20 grs
Acid arsenic 1 gr
Mix and make twenty pills.
Dose=one pill thrice daily.

ક્વીનાઇન સલફેટ. ૪૦ ગ્રેન
ફેરી સલ્ફ એકસીકેટેડ ૨૦ ગ્રેન
એસીડ આર્સેનીક ૧ ગ્રેન
બધાંને બરોબર મેળવી તેની વીસ ગોળીયો કરવી. પ્રમાણ=એક એક ગોળી દીવસમાં ત્રણ વખત ખોરાક પછી.

Pillferri carbonas 1 dr
Acid Arsenic 1 gr
Mix and make twenty pills.
Dose=one pill thrice daily.

Acid Arsenic $\frac{1}{30}$ gr.
Ferrum Reductum 2 grs
Quinine Sulphate 1 gr.
Ext. gentian Q. S.
For one pill.
Dose=one pill twice a day after meals for chronic malaria.

Quinine bisulphate 60 grs.
Acid Sulphuric aromatic 60 ms.
Liq. Potassi arsenitis 30 ms.
Syrup aurantii cortex 1 oz.
Aqua 4 oz.
Dose=one table spoonful twice a day after meals. Used to prevent relapse after paroxyms have passed.

પીલફેરી કાર્બોનસ ૬૦ ગ્રેન
એસીડ આર્સેનીક. ૧ ગ્રેન
બરાબર મેળવી તેની વીસ ગોળીયો કરવી.
પ્રમાણ= એક એક ગોળી દીવસમાં ત્રણ વખત જમ્યા પછી

એસીડ આર્સેનીક $\frac{૧}{૩૦}$ ગ્રેન
ફેરમ રીડકટમ ૨ ગ્રેન
કવીનાઇન સલફેટ ૧ ગ્રેન
એકસ જનશ્યન જરૂર પડતો મેળવી એક ગોળી કરવી. તેવી દીવસમાં બે ગોળીયો સવાર શાંજ એક એક ગોળી જમ્યા પછી લેવી. જીર્ણુ મલેરીયા તાવમાં આ ગોળી બહુ સારી છે.

કવીનાઇન બાઇસલફેટ ૬૦ ગ્રેન
એસીડ સલફ્યુરીક એરોમેટીક ૬૦ ટીપાં
લીકર પોટેશ આર્સેનાઈટ ૩૦ ટીપાં
સીરપ ઓરેનશાઈ ૧ ઔંસ
પાણી ૪ ઔંસ
પ્રમાણ= એક એક ટેબલ સ્પુનફુલ જમ્યા પછી દીવસમાં બે વખત. તાવ ઉતર્યા પછી ફરીથી આવતો તાવ અટકાવવા માટે વપરાય છે.

Quinine Sulphate 120 grs
Acid Sulphuric aromatic 60 ms.
Oil mentha 5 ms.
Ext glycyrhizal Liq 1 oz.
Glycerine 4 oz.
Dose=one tea-spoonful every two or three hours.

કવીનાઇન સલફેટ ૧૨૦ ગ્રેન
એસીડ સલફયુરીક એરોમેટીક ૬૦ ટીપાં
ઓઇલ મેન્થા ૫ ટીપાં
એક્સ ગ્લીસરાઇઝા લીકવીડ ૧ ઔંસ
ગ્લીસરીન ૪ ઔંસ
બધાંને મેળવી તેમાંથી એક એક ચમચી દર બે અગર ત્રણ કલાકે આપવી.

Quinine Sulphate 30 grs
Capsici 15 grs.
Pul. opii 3 grs.
Make twenty pills.
Dose=one to five pills as required.

કવીનાઇન સલફેટ ૩૦ ગ્રેન
કેપસીસાઇ ૧૫ ગ્રેન
પલ્વીસ ઓપાઇ ૩ ગ્રેન
બધાંને મેળવી વીશ ગોળીયો કરવી અને તેમાંથી જરૂરીઆત પ્રમાણે ૧ થી ૫ ગોળીયો આપવી.

Quinine Sulphate 120 grs
Acid Sulphuric aromatic 4 drs.
Tin. ferri perchloride 1oz
Liq Potassi arsenite 4 drs.
Strychinine Sulphate 1 gr.
Elixir aurantii 8 oz.
Mix well and give tea-spoonful in a wine glass

કવીનાઇન સલફેટ ૧૨૦ ગ્રેન
એસીડ સલફયુરીક ઍરોમેટીક ૪ ડ્રામ
ટીંકચર ફેરી પરકલોરાઇડ ૧ ઔંસ
લીકર પોટેશ આર્સેનાઇટ ૪ ડ્રામ
સ્ટ્રીકનીયા સલફેટ ૧ ગ્રેન
ઇલક્ષર ઓરનેશાઇ ૮ ઔંસ
બધાંને સારી પેઠે મેળવી એક એક ચમચી દવા એક વાઇનગ્લાસ પાણી સાથે મેળવી જમ્યા પહેલાં તેમજ જરૂરીઆત

of water before meals and at bedtime if necessary (useful in pernicious chronic malaria)

Quinine Sulphate 60 grs
Acid Sulphuric aromatic 60 ms.
Magnesii Sulphate 1 oz.
Acid phosphoric dil 1 oz.
Aqua cinnamomi 6 oz.

Dose=one table spoonfull every two or three hours. Splendid formula for malarial Haemoglobinuria.

Acid arsenic $\frac{1}{30}$ gr.
Salicini 3 grs.
Ferrum Reductum 2 grs
Strychinine Sulphate $\frac{1}{60}$ gr.
Phosphori $\frac{1}{200}$ gr.
Podophylini $\frac{1}{10}$ gr.
Capsici $\frac{1}{8}$ gr.
Ext gentian Q. S.
For one pill.

Dose=one pill after each meal used in pernicious malarial fever.

હોય તો રાત્રીએ સુતી વખત આ પવી. આ મિક્ષ્ચર સર્વ પ્રકારના પર્નીશીઅસ મલેરીયા તાવ માટે ઉત્તમ છે.

કવીનાઇન સલફેઇટ ૬૦ ગ્રેન
એસીડ સલફ્યુરીક ઍરોમેટીક ૬૦ ટીપા
મેગ્નેશીયા સલ્ફેટ ૧ ઔંસ
એસીડ ફોસફોરીક ડીલ્યુટ ૧ ઔંસ
એકવા સીનામોમ ૬ ઔંસ

બધી દવાઓ મેળવી તેમાંથી એક એક ટેબલસ્પુનફૂલ દર બે અગર ત્રણ કલાકે આપવું. આ મિક્ષ્ચર મલેરીયલ હેમોગ્લોબીન્યુરીયા માટે બહુ સારૂં છે.

એસીડ આર્સેનીક $\frac{૧}{૩૦}$ ગ્રેન
સાલીસીન ૩ ગ્રેન
ફેરમ રીડકટમ ૨ ગ્રેન
સ્ટ્રીકનીયા સલ્ફેટ $\frac{૧}{૬૦}$ ગ્રેન
ફોસફોરાઇ $\frac{૧}{૨૦૦}$ ગ્રેન
પોડો ફાઇલીન $\frac{૧}{૧૦}$ ગ્રેન
કેપસીસાઇ $\frac{૧}{૮}$ ગ્રેન

એકસ જનશ્યન જરૂર જોગ મેળવી એક ગોળી કરવી. તેવી એક એક દીવસમાં બે વખત જમ્યા પછી લેવી. આ ગોળી પર્નીસીઅસ મલેરીયા તાવ માટે સારી છે.

Methelene Blue 1 gr.
Hydragyri iodidi $\frac{1}{40}$ gr.
Arsenii Iodidi $\frac{1}{30}$ gr.
Ferri Iodide $\frac{1}{10}$ gr.
Strychinine Sulphate $\frac{1}{40}$ gr.

Make one capsule.
Dose=one capsule after meals three times a day. A very good formula for chronic malarial poisoning with splenic enlargement.

મેથીલીન બ્લ્યુ ૧ ગ્રેન
હાઈડ્રાજીરી આયોડાઇડ $\frac{૧}{૪૦}$ ગ્રેન
આર્સેનીક આયોડાઇડ $\frac{૧}{૩૦}$ ગ્રેન
ફેરી આયોડાઇડ $\frac{૧}{૧૦}$ ગ્રેન
સ્ટ્રીકનીયા સલફેટ $\frac{૧}{૪૦}$ ગ્રેન

મેળવી એક કેપસ્યુલ બનાવવી. એક એક ગોળી જમ્યા પછી દીવસમાં ત્રણ વખત આપવી. આ દવા જીર્ણ મલેરીયા તેમજ બરોળની વૃદ્ધિ માટે બહુ ઉપયોગી છે.

Quinine Sulphate 2 grs.
Ferri Sulphate $\frac{1}{2}$ gr.
Pul. Rhei 5 grs.
Pul. Ipecac $\frac{1}{6}$ gr.
Pul. Ginger $2\frac{1}{2}$ grs.
Soda bicarlb $2\frac{1}{2}$ grs.
Aqua 1 oz.
Dose=one ounce three times a day. useful for malaria with enlarged spleen.

ક્વીનાઇન સલફેટ ૨ ગ્રેન
ફેરી સલફેટ $\frac{૧}{૨}$ ગ્રેન
પલ્વીસ રીહાઇ ૫ ગ્રેન
પલ્વીસ આઇપીકેક $\frac{૧}{૬}$ ગ્રેન
પલ્વીસજીંજર ૨$\frac{૧}{૨}$ ગ્રેન
સોડાબાઇકાર્બ ૨$\frac{૧}{૨}$ ગ્રેન
પાણી ૧ ઔંસ

મેળવી એક એક ઔંસ દીવસમાં ત્રણ વખત આપવું. મલેરીયા તેમજ બરોળની વૃદ્ધિ માટે સારૂં છે.

Quinine Sulphate 20 grs
Pul. Jalap com 2 drs.
Pul. Rhei 2 drs.

ક્વીનાઇન સલફેટ ૨૦ ગ્રેન
પલ્વીસ જાલપકો ૨ ડ્રામ
પલ્વીસ રીહાઇ ૨ ડ્રામ

| | |
|---|---|
| Tin Calumba 10 drs. | ટીંકચર કેલંબા ૧૦ ડ્રામ |
| Ferri Sulphas 20 grs. | ફેરી સલ્ફાસ ૨૦ ગ્રેન |
| Aqua mentha pip 40 oz. | એકવા મેન્થા પીપરેટા ૪૦ ઔંસ |
| Dose=1 ounce thrice a day. | માત્રા એક એક ઔંસ દીવસમાં ત્રણ વખત |
| Tin Ferri perchloride 60 ms. | ટીંકચર ફેરી પરકલોરાઇડ ૬૦ ટીપાં |
| Quinine Sulphate 3 grs. | કવીનાઇન સલફેટ ૩ ગ્રેન |
| Tin Nux Vomica 15 ms. | ટીંકચર નક્ષવોમીકા ૧૫ ટીપા |
| Magnesium Sulphate 60 grs. | મેગ્નેશીયમ સલ્ફેટ ૬૦ ગ્રેન |
| Infusion Calumba 3 oz | ઇનફ્યુઝન કેલંબા ૩ ઔંસ |
| Dose=one ounce three times a day. | મેળવી એક એક ઔંસ દીવસમાં ત્રણ વખત. |
| Easton Syrup 1 dr. | ઇસ્ટન સીરપ ૧ ડ્રામ |
| Aqua 1 oz. | પાણી ૧ ઔંસ |
| twice or thrice a day. | દીવસમાં બે અગર ત્રણ વખત લેવું. |
| Ferrii et quinine Strychinine 10 grs. | ફેરીએટ કવીનાઇન સ્ટ્રીકનીયા ૧૦ ગ્રેન |
| Aqua 3 oz. | પાણી ૩ ઔંસ |
| Dose=one ounce thrice a day. | પ્રમાણ=એક એક ઔંસ દીવસમાં ત્રણ વખત |

ઉપરના પ્રયોગો પૈકી કેટલાક બહુ ઝેરી છે માટે જરૂર પડે તો કોઇ સારા કેમીસ્ટ પાસેથી તૈયાર કરાવી લેવા.



## વૈદ્ય જે. જે. દવેકૃત ઉપયોગી વૈદકીય પુસ્તકો.

# Sangrahnee, Sprue and Colitis

OR

## Chronic Recurrent

**Diarrhoea, Dysentary and Mucous Colitis.**
**Its causes, prevention and cure.**

# સંગ્રહણી, સ્પ્રુ અને કોલાઈટીઝ

અથવા

## પરદેશનું પાણી લાગવાના વ્યાધિઓ.

તેના કારણો, અટકાવ અને દેશી તેમજ અંગ્રેજી ઉપાયો.

કીંમત રૂ. ૧-૦-૦     પોસ્ટેજ જુદું.

---

# Hectic or Habitual fever

**Its Causes, prevention and Cure.**

# જીર્ણ જ્વર

તેના કારણો, અટકાવ અને ઉપાયો.

કીંમત રૂ. ૦-૬-૦     પોસ્ટેજ જુદું.